# આત્મવિનોદ

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

કિંમત રૂા. ૨-૦-૦

# આત્મવિનોદ

· લેખક ·

**અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી**

એમ્. એ., એલ્એલ્. બી.,

પ્રોફેસર, વડોદરા કૉલેજ, સેનેટના ને એકેડેમિક કાઉન્સિલના, અને ગુજરાતી, સંસ્કૃત, ને તત્ત્વજ્ઞાનની અભ્યાસસમિતિઓના મેમ્બર; કર્તા—"નિવૃત્તિવિનોદ", "સાહિત્યવિનોદ", "પાઠ્ય ગુજરાતી" વગેરે.

---

૧૯૪૧

---

સોલ એજંટ: એમ. સી. કોઠારી, પબ્લિશર,

રાવપુરા, વડોદરા.

---

 [કિંમત રૂ. ૨-૦-૦

· મુદ્રક ·
જશવંતસિંહ ગુલાબસિંહ ઠાકોર
"સુરત સિટિ" પ્રિન્ટિંગ પ્રેસ
ચૌટાપૂલ પાસે · સુરત

## લેખકનાં અન્ય પુસ્તકો

૧. નિવૃત્તિવિનોદ
૨. સાહિત્યવિનોદ
૩. પ્રવાસવિનોદ
૪. પાઠ્ય ગુજરાતી
૫. નીતિવિવેચન
૬. નીતિશાસ્ત્ર (ભાષાન્તર)
૭. જાપાનની કેળવણીની પદ્ધતિ (ભાષાન્તર)
૮. યુરોપના સુધારાનો ઇતિહાસ
૯. ધર્મની ઉત્પત્તિ ને વિકાસ (ભાષાન્તર)
૧૦. ત્રિવેદીવાચનમાલા (સહલેખન)
૧૧. સરળ વ્યાકરણ, ૧, ૨
૧૨. Studies in Deductive Logic
૧૩. Studies in Inductive Logic
૧૪. Logic in an Easy Chair
૧૫. Ethics
૧૬. Psychology

· પ્રકાશક ·
અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી
અલકાપુરી · વડોદરા



ડા. પ્રિન્સિ. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ

ચાળીસ વર્ષ પહેલાં જેમનાં અધ્યાપનકૃપાકટાક્ષ
ઝીલવાની મને તક મળી હતી,

**ત્યારે ને ત્યારથી**

પૂજ્ય માનેલા

મુરબ્બી ધ્રુવસાહેબને

અનુમતિપૂર્વક સમર્પિત—

ડૉ. પ્રિન્સિ. આનંદશંકર બાપુભાઈ ધ્રુવને.

અ. ક. ત્રિવેદી

"Truth fails not; but her outward forms that bear
The longest date do melt like frosty rime,
That in the morning whitened hill and plain
And is no more."

# પ્રસ્તાવ

દુનિયા માને છે, શિક્ષક શીખવે છે: હું માનું છું, શિક્ષક શીખે છે. પરિવર્તિત થતા સમયોમાં હું પણ પરિવર્તિત થતો ગયો છું. જીવનને હું નૈસર્ગિક પ્રયોગતુલ્ય વ્યતિકર આલેખું છું. એ પ્રયોગોના ખંડેરો પર નજર કરતાં માનવ બુદ્ધિની અલ્પતાનું મને ભાન થાય છે, અને તે ભાન સાથે, શીખવવા કરતાં શીખવામાં મને વધારે આનન્દ મળે છે.

શીખતાં શીખતાં સમયનદના ઓવારા પર અનુભવેલાં ઉરસ્પન્દનોમાંનાં કેટલાંક આ ગ્રન્થમાં મેં ઝીલી લીધાં છે.

અગ્રગામીનો પદધ્વનિ અનુગામીને માર્ગસૂચન છે. તેથી, જે માર્ગે જતાં મને આનંદ પ્રાપ્ત થયો છે તેનો અંગુલિનિર્દેશ કરવો એ આ પ્રકાશનનો હેતુ છે, ને તેજ એનું સમર્થન છે.

અખો, પ્રેમાનંદ, વલ્લભ, કલાપી પરનાં મારાં વિવેચનો અને ભાષાશૈલી પરનું ભાષણ આ ગ્રન્થમાં છાપવાની પ્રથમ ઇચ્છા હતી, પણ પુસ્તકનું કદ વધી જાય તેટલા માટે તે માંડી વાળ્યું. તે આગળ કોઈ ગ્રન્થમાં છપાવીશ.

ગ્રન્થનું નામ હું વિચારતો હતો. ત્યાં મારા શિષ્ય ને મિત્ર પ્રો. ગોવિન્દલાલ ભટ્ટે "આત્મવિનોદ" નામ સૂચવ્યું. તે મેં સ્વીકાર્યું.

સૂચના માટે ગોવિન્દલાલનો ઉપકાર માનું? શિષ્ટતા ને પ્રેમ વચ્ચે ખેંચાખેંચી થાય છે, પણ પ્રેમ બળવત્તર થાય છે, ને તેથી આભારદર્શન જતું કરું છું: કારણ, તે તેમને જરૂર નહિ રુચે.

ગ્રન્થમાં એકત્રિત થયેલાં ભાષણો ને લેખો બોલ્યા-લખ્યાના ક્રમાંકમાં નથી રજુ થયાં. ઇતિહાસ માટે મને શોખ નથી. ક્રમ મારા વિનોદોનો ક્રમ છે.

ગ્રન્થ વાચકને આનન્દને અંતે ચિન્તન, ને ચિન્તનને અંતે આનન્દ આપશે તો હું કૃતકૃત્ય થઈશ.

"શશિન", અલકાપુરી,
વડોદરા
૧ : ૧૦ : ૪૧

અ. ક. ત્રિવેદી

# અનુક્રમણિકા

સાહિત્યપ્રેમી સન્નારીઓ ને સદ્ગૃહસ્થો,

બારમા ગુજરાતી સાહિત્યસંમેલનના સત્કારમંડળે ધર્મ ને તત્ત્વજ્ઞાનવિભાગના પ્રમુખ તરીકે મારી વરણી કરી, તે અંગે મને આમન્ત્રણ આપનારો પત્ર શ્રી હરિપ્રસાદભાઈ, શ્રી હીરાલાલભાઈ, શ્રી પ્રાણુલાલભાઈ તથા શ્રી ચૈતન્યપ્રસાદભાઈએ લખ્યો, તેના ઉત્તરમાં મેં ઉપકાર સાથે પ્રમુખપદ સ્વીકાર્યું, અને સરસ્વતીદેવીની આરાધનારૂપે હું આપની સમક્ષ હાજર થયો છું. મારી પસંદગીમાં આપે મને એક સાહિત્યિકને અંગત માન નથી આપ્યું, પણ ધર્મ ને તત્ત્વજ્ઞાનના વિષયોમાં સતત વિચારક ને ઊંડા અભ્યાસક શ્રીમંત મહારાજા ગાયકવાડના રાજ્યના એક

અધ્યાપકને માન આપ્યું છે, ને તેવી રીતે જોતાં તે નરેશના રાજ્યાધિકારને ગૌરવ આપ્યું છે. ૨૪ વર્ષ પહેલાં શ્રીમંતના રાજ્યના પાટનગરમાં સાહિત્યપરિષદના એક સત્રને આમન્ત્રણ અપાયું હતું, તે સમયે તેમણે વિદ્યાવૃદ્ધિને અંગે ૨ લાખ રૂપિયા જેટલી મોટી રકમ અનામત મૂકાવી ભાષાન્તર-શાખામાંથી પુસ્તકપ્રકાશનની વ્યવસ્થા કરાવી હતી, જે હજી ચાલુ છે, તે આપ સૌ જાણો છો. આમ શ્રીમંતે સાહિત્યપરિષદમાં સક્રિય હિત લીધું હતું. આવાં સંમેલન તેઓ વિદ્યાની આપલેના પ્રસંગ ઉપરાંત સમાજસુધારણાની પ્રેરણાનાં સાધનો બને તેવું ઇચ્છે છે, અને તેમના આદર્શોના એક નમ્ર પૂજક તરીકે હું પણ સ્વાભાવિક રીતે આજનો પ્રસંગ તે દૃષ્ટિથી જોઉં છું, અને આપે આપેલા માન માટે મને પોતાને ઋણી માનું છું.

## અમદાવાદનું અંગત આકર્ષણ

વળી અમદાવાદમાં મારે આ સેવા બજાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો તે મને અંગત રીતે આનંદકારક છે. આ શહેરમાં મેં મારા જીવનની પહેલી પચીસી સ્વર્ગીય સુખમાં વ્યતીત કરી હતી. અહિંના સારંગપુરના દરવાજાની બહાર મહીનાઓ સુધી ક્રિકેટના ખેલો રમી બાલમિત્રોની સાથે મેં મારું યૌવનપ્રભાત આનંદમાં ગાળ્યું હતું, અહિં જ તે વખતના ને અત્યારના પરમ પૂજ્ય આચાર્યવર્ય આનંદશંકર ધ્રુવ સાહેબના અને આજના પ્રખ્યાત ધારાશાસ્ત્રી, તે વખતના કુશળ પ્રોફેસર શ્રી ભુલાભાઈ દેશાઈના જ્ઞાનપરિમલની સુવાસ મારા કૉલેજજીવનનાં પ્રથમ ત્રણ વર્ષમાં લીધી

હતી, અને તેથીએ વધુ અહિં જ મારા પરમ પૂજ્ય પિતાશ્રીનાં અધ્યાપનનાં સર્વોત્તમ વર્ષો વ્યતીત થયાં હતાં ને તેમના વિશાળ શિષ્યમંડળ ને શિષ્યોના શિષ્યોનાં મંડળમાં તેમણે તેમનું જે જ્ઞાનજ્યોતિ પ્રસરાવ્યું હતું તે જ્યોતિનાં કિરણોનો પ્રકાશ પરોક્ષ તેમ જ પ્રત્યક્ષ રીતે હું ઝીલવા ભાગ્યશાળી થયો હતો.

## નવ્ય માનસ

ધર્મ ને તત્ત્વજ્ઞાનને વિષે વિચાર કરતાં પ્રથમ જ વિચાર આપણને આપણા નવ્ય માનસને વિષે આવે છે. હાલનો આપણો કેટલોક સમાજ સગવડિયા ને સ્વચ્છંદી જીવન તરફ પ્રમાણમાં વધુ ને વધુ આકર્ષિત થતો જાય છે. વસ્તુની, વ્યવહારની, પ્રવૃત્તિઓની નીતિમત્તા, પવિત્રતા, ધાર્મિકતાને આપણામાંથી કેટલોક, બલ્કે ધ્યાન ખેંચે ને ભાવી પ્રજા પર અસર કરે એટલો કેટલોક ભાગ, પીછેહઠ કરતો આપણે જોઈએ છીએ; તે ભાગ, સ્વતંત્રતાના નામમાં સ્વાર્થ ને વિલાસિતાને વધુ ને વધુ સ્વીકારતો જાય છે. ખાવુંપીવું ને મોજ મારવી, સર્વ બાબતમાં સગવડિયા જીવન જીવવું એવો સામાન્યતઃ વિલાસવાદ આપણા હાલના જીવનવ્યવહારો પર અજબ આક્રમણ કરી રહ્યો છે. ભલે આગગાડીના ડબ્બાઓમાં કે ભલે નગરીઓના ઉપાહાર-ગૃહોમાં, ભલે વિદ્યામંદિરના છાત્રાલયોમાં કે ભલે લગ્નમંડપની મેદનીઓમાં સંયમનું સ્થાન જાણે હોય જ નહિ, ને મોજ ખાતર મોજ, જરૂર ખાતર ઉપભોગ નહિ, પણ ઉપભોગ ખાતર ઉપભોગની વૃત્તિ ચોગરદમ પ્રસરેલી જોવામાં આવે

છે. દૃષ્ટ કે સ્પૃષ્ટ તે સત્ય અને તે સિવાયનું શાકપડતું, એ વિચાર ઘણે દરજ્જે એ વૃત્તિને પોષે છે, અને એ વિચાર દેખાદેખીથી જેમ વધે છે તેમ આપણી કેળવણીની અપૂર્ણતાઓથી પણ વધે છે. એ કેળવણીમાં સંગીત, કળા, ને ધર્મનું આજે સ્થાન નથી. ધર્મશિક્ષણનો અભાવ ઘણાને સાલે છે, અને વધતી જતી વિજ્ઞાનની પ્રગતિ ધર્મને વધારે ને વધારે નિર્બળ બનાવતી જાય છે.

## વિજ્ઞાન વિરુદ્ધ ધર્મ

વિજ્ઞાન ને ધર્મનો ઝઘડો ઘણાની નજરે સશસ્ત્ર વિરુદ્ધ નિઃશસ્ત્રના યુદ્ધ જેવો ભાસે છે. વિજ્ઞાન બળવત્તર લાગે છે ને ધર્મને માટે હવે કાંઈ સ્થાન નથી એવો ભાસ થાય છે. કુદરતની શક્તિઓ, જે પૂર્વે વહેમની નજરે જોવાતી તે બુદ્ધિ અને પ્રત્યક્ષ પ્રયોગ અને અનુભવથી પૃથક્કૃત થતાં, વિજ્ઞાન વધુ ને વધુ એકપક્ષી શ્રદ્ધા ને માનને પાત્ર બનતું ગયું છે. પરંતુ તેમ છતાં મહાન્ તત્ત્વજ્ઞો ને વૈજ્ઞાનિકોના જ છેલ્લામાં છેલ્લા સિદ્ધાન્તો સામાન્ય રીતે જેને આપણે જડવાદ કહીએ છીએ, તેના ઉચ્છેદનની દિશામાં પુરાવો આપે છે.

## ઍન્સ્ટીન ને જડવાદનું ઉચ્છેદન

વિજ્ઞાનનો સામાન્ય અભ્યાસક અને વિજ્ઞાનની દૃષ્ટિએ સામાન્યતઃ જોનાર જનસમાજ સૃષ્ટિનાં જડ તત્ત્વોને પરમ સત્ય ગણી લે છે. પણ પદાર્થવિજ્ઞાનમાં આજે જડ **અણુને** નહિ પણ **શક્તિને** પરમ તત્ત્વ તરીકે ગણવામાં આવે છે. આ શક્તિ જેને આપણે હાલનચાલનમાં સ્થૂલ રીતે જોઇએ

છીએ તે શક્તિ નહિ, પણ તદ્દન અમૂર્ત સ્વરૂપમાં **ક્રિયાના** સાધનરૂપ કોઈ **અકલ્પ્ય તત્ત્વ** લેખાય છે. પદાર્થ જેવી કોઈ સૂક્ષ્મમાં સૂક્ષ્મ પણ નક્કર વસ્તુ, જે કાલમાં ટકી રહે ને આકાશમાં ફેલાઈ રહે અને જેની સત્તા નિત્યતા ભોગવે, એવી વસ્તુ વિષેની જૂની અણુવાદની વૈજ્ઞાનિક ભાવના આજે હવે ભૂતકાળની ભાવના બની છે. તે ક્યારનીયે ઉચ્છેદિત થઈ ગઈ છે. વિજ્ઞાનનો કાર્યકારણ-સિદ્ધાન્ત પણ પદાર્થવિજ્ઞાનમાં શક્તિતત્ત્વોની ક્રિયાઓની અનિશ્ચિતતાના સિદ્ધાન્તથી કેટલેક દરજ્જે ફેરવાઈ ગયો છે, અને એમ માનવામાં આવે છે કે સૃષ્ટિના નિયમો નિરપવાદ જડ નિયમો નથી, પણ બહુ તો ગાણિતિક સંભાવ્યતાઓ છે. ઐન્સ્ટીનનો કાલ અને આકાશનો સિદ્ધાન્ત કાલ ને આકાશનો ભેદ ઉડાવી દઈ સત્તાને કોઈ અભિન્ન અખંડિત **કાલ-આકાશનો પ્રવાહ** માત્ર આલેખે છે. સર જેમ્સ જીન્સ ને પ્રોફેસર એડિંગટન વગેરે, અને ઐન્સ્ટીન, શ્રોડિંજર ને પ્લેન્ક જેવા અન્ય પદાર્થજ્ઞાનશાસ્ત્રીઓ જડ પદાર્થને ગૌણ સત્તા આપે છે ને ચેતનને પ્રધાન સત્તા આપે છે. આવી રીતે પ્રત્યક્ષ જ પ્રમાણ સત્ય છે એ વિચારને વિજ્ઞાન વર્જી દે છે, અને સત્તા આખરે કલ્પનાથી પર, અપ્રત્યક્ષ, ઇન્દ્રિયાતીત છે, એવા નિગમન પર આવે છે.

## ધર્મનું અસ્તિત્વ ભયમાં?

આમ જો કે ઊંડો વિચાર કરતાં વિજ્ઞાન મનુષ્યને ધર્મથી વિમુખતા તરફ દોરવે જ એવું કાંઈ સિદ્ધ થતું નથી, છતાં પશ્ચિમમાં અમુક આધુનિક વિચારપ્રવાહો નિરીશ્વરવાદની

તરફેણમાં વહ્યા છે, અને આપણા દેશમાં પણ પશ્ચિમની કેળવણી, પશ્ચિમના ઉપલકિયા વિચારો, પરધર્મની દૃષ્ટિએ જોવાતી સ્વધર્મની ખામીઓ વિષેના વિચારો, સગવડિયા જીવનવ્યવહારો વધારવાની વૃત્તિ, આપણા ધર્મપંથોમાં પ્રવર્તમાન સડાઓ, ધાર્મિક ને નૈતિક કેળવણીની બાબતમાં આપણા ધર્માચાર્યો ને દેશનેતાઓની ઉદાસીનતા વગેરે કારણોને લીધે આપણામાં પણ અશ્રદ્ધાનાં અંકુરો વધ્યાં ગયાં છે ને તે હજી વધશે.

## સોવિયેટ રશિયા

પશ્ચિમ વિષે વિચાર કરતાં હાલના સોવિયેટ રશિયાનાં ચિત્રો આપણી નજર આગળ ખડાં થાય છે. રશિયામાં સૈકાઓ સુધી ધાર્મિષ્ઠતાનો પ્રવાહ ચાલુ રહ્યો હતો. થોડો સમય એવો આવ્યો કે લોકો ખુલ્લી રીતે નિરીશ્વરવાદ સ્વીકારતાં અચકાતા હોય તેમ ધર્મમાં "બૌદ્ધિક પ્રકાશ," "સ્વતંત્ર વિચાર," "મનુષ્ય પ્રેમસ્વરૂપ ધર્મ" જેવી ભાવનાઓ વિષે શ્રદ્ધા પર ભાર મૂકી અશ્રદ્ધાને પ્રકટ રૂપે જાહેર કરતાં કે તેનો સ્વીકાર કરતાં અચકાતા હતા, પરંતુ અત્યારનું રશિયા સમાજવાદી રાષ્ટ્રજીવનમાં માને છે ને ધર્મવિરુદ્ધ ઝુંબેશમાં પ્રવૃત્ત છે. જ્યાં જ્યાં લોકસમૂહનો મત વ્યવસ્થિત રીતે દોરવવા પ્રવૃત્તિ થાય છે, ત્યાં ત્યાં હાલના રશિયામાં જૂની પ્રણાલિકાઓનો ને ધર્મનો અનાદર વધતો જાય છે. ૧૯૩૦ના વર્ષમાં શ્વેત રશિયામાં ૨૦ શહેરોમાં ને ૨૨૫ ગામોમાં ગણતરી લેવામાં આવી હતી, તે પરથી એમ માલમ પડયું હતું કે ત્યાં શહેરોમાં ૯૮·૫ ટકા શ્રમજીવીઓ

નાસ્તિક હતા ને ગામડાંઓમાં ૬૫.૪ ટકા નાસ્તિક હતા. ત્યાં જન્મ, લગ્ન ને મરણના સંસ્કારો ધીમે ધીમે, વધારે ને વધારે નષ્ટ થતા ગયા છે. ધર્મક્રિયાથી થતાં લગ્નોના કરતાં નોંધણીથી થતાં લગ્નોની સંખ્યા ઘણી વૃદ્ધિગત થતી ગઈ છે.

## રશિયાની ધાર્મિક અશ્રદ્ધાનાં બીજો

વૃદ્ધિગત થતા આ નાસ્તિકવાદનાં કારણો શોધતાં માલમ પડ્યું છે કે અમુક તત્ત્વજ્ઞાન કે વિચારપદ્ધતિ આને માટે ખાસ જવાબદાર નથી, પણ સામાજિક અસંતોષ ને વિજ્ઞાનના ઉપલકિયા વિચારો મુખ્યત્વે જવાબદાર છે. રશિયાની સ્થિતિને વિષે સોવિયેટ રશિયાનો એક અભ્યાસક કહે છે કે અર્ધ ને વિદગ્ધ જ્ઞાનથી ઉત્પન્ન થયેલી નાસ્તિકતાનું એક રમુજી ઉદાહરણ એક ગામડામાં જોવામાં આવ્યું હતું.* એ ગામડાની એક શાળામાં શિક્ષકની મદદથી બાલવિદ્યાર્થી-સમૂહે એક ઉષ્ણતાપ્રેરક યંત્ર ઇંડાં પર સેવન આપવા સ્થાપ્યું ને તેનું પરિણામ તે સમૂહ કુતૂહલતાથી જોવા લાગ્યો. છેવટે ઇંડામાંથી મરઘીનાં બચ્ચાં નીકળ્યાં, ત્યારે તે બાળકો ઈશ્વરના અસ્તિત્વની શંકા આણવા મંડ્યાં. અને એક બાઈએ તે જોઈ પોતાની તમામ મૂર્તિઓને બધાંનાં દેખતાં બાળી મૂકી. આ ઉદાહરણ એક છૂટક કે અપવાદરૂપ ઉદાહરણ નથી, પણ ઉપલા યંત્રથી જેમ થયું તેમ વિજ્ઞાનનાં

---

* Religion and Communism: A Study of Religion and Atheism in Soviet Russia—By J. P. Hecker, p. 231

અનેક યંત્રોની જોવામાં આવતી શક્તિને પરિણામે ઉત્પન્ન થયેલાં નાસ્તિક વલણોને લીધે ધર્મવિધિઓ, સંસ્કારો ને ક્રિયાઓનો ભોળા ગામડીઆઓએ ત્યાગ કર્યો છે.

### આપણા દેશમાં હાલનાં ધાર્મિક વલણો

આપણા દેશમાં પણ અત્યારે લગભગ આ જ દિશામાં પ્રવાહનાં વહેણો શરૂ થઈ ચૂક્યાં છે. સંખ્યાબંધ લોકો ધર્મક્રિયાઓ ને સંસ્કારો ને વિધિઓને અનાવશ્યક ગણવા મંડ્યા છે. સંખ્યાબંધ લોકો મંદિરો ને દેવસ્થાનોની તરફ પૂજક દૃષ્ટિએ ન જોતાં માત્ર કોઈ કળાકોવિદોની રસિક દૃષ્ટિએ કે ઇતિહાસજિજ્ઞાસુની શોધકદૃષ્ટિએ જોતા થઈ ગયા છે. સંખ્યાબંધ લોકો પ્રાર્થના, બંદગી, પૂજાની અનાવશ્યકતા ગણતા થઈ ગયા છે. સંખ્યાબંધ લોકો લગ્નગ્રન્થિને પણ ધર્મગ્રન્થિ કે નીતિગ્રન્થિ સુદ્ધાં ન ગણતાં કરારગ્રન્થિ કે સગવડગ્રન્થિ ગણતા થઈ ગયા છે. સંખ્યાબંધ લોકો ધર્મ જે શાશ્વત સત્યો પર ભાર મૂકે છે તે સત્યો મનુષ્યજીવનના વિખૂટા જેવા ગણાતા આધ્યાત્મિક અંશને માટે જ જાણે હોય ને સામાજિક જીવન તે સત્યોથી જાણે અનવલિપ્ત હોય એમ વલણ ધરાવતા થયા છે. અને સંખ્યાબંધ લોકો ધર્મ સામે ખુલ્લો વિરોધ નહિ તો નિદાન તે તરફ સ્હેલથી આંખમીચામણાં તો કરતા થયા જ છે.

### ધર્મનું ભવિષ્ય

પ્રશ્ન એ છે કે ધર્મનું ભવિષ્ય શું છે? જ્યાં સુધી જગતમાં દુઃખ છે, જ્યાં સુધી અનિવાર્ય કુદરતી અકસ્માતો જેવા કે અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, રેલસંકટો, ભૂકંપો, અકાલીન

મરણો છે, જ્યાં સુધી સામાજિક અસમાનતાઓ છે, જ્યાં સુધી આપણે ક્યાંથી આવ્યાં, શા માટે આવ્યાં, ક્યાં જઈશું એ પ્રશ્નોનો સંતોષકારક ઉત્તર નથી, ત્યાં સુધી ધર્મની આવશ્યકતા રહેશે જ. જો કોઈ પણ વિષય મનને ચાલુ શાંતિ આપી શકે તેવો હોય તો તે ધર્મ જ છે. ધર્મવિમુખતા, મારા માનવા પ્રમાણે, મનુષ્યની માનસિક નિર્બળતા છે, તેનો એક પૂર્વગ્રહ છે, કહો કે તેનું રોગિષ્ઠ માનસ છે; જ્યારે ધર્મમાં શ્રદ્ધા મનની એક જરૂરિયાત છે, એક શાંતિમતી પ્રવૃત્તિ છે, એક પૌષ્ટિક સાધન છે. ખરૂં છે કે વિજ્ઞાન આપણને અજબ પ્રકારની શક્તિઓ આપી શકે છે. આજે એ આપણને પક્ષિની માફક હવામાં ઊડવાની અદ્ભુત શક્તિ આપે છે, આજે એ આપણને મત્સ્યોની માફક જળમાં તરવાની અદ્ભુત શક્તિ આપે છે, અને આજે એ આપણને રાક્ષસી ને દૈવી સત્ત્વોની માફક અદૃષ્ટ રીતે પ્રચંડ શક્તિઓને કાબુમાં રાખવાની અદ્ભુત શક્તિ આપે છે; અને તે છતાં તે કદાપિ ન આપી શકે એવી અદ્ભુતતમ શક્તિ—મનુષ્યના હૃદયને શાંતિ આપવાની શક્તિ તો ધર્મ જ આપણને આપી શકે છે.

## બાહ્ય ને આંતર શુદ્ધિ

પરંતુ ધર્મ એટલે માત્ર આચાર નથી; ધર્મ એટલે કપાળ પર અમુક ટીલું કે અમુક સ્થળે પ્રદર્શિત થતી ભક્તિ એમ માનવાને કંઈ કારણ નથી. બાહ્ય આચારમાં શુદ્ધિ હોય ને આંતર વૃત્તિઓમાં અશુદ્ધિ હોય તો તેથી ધાર્મિકતા પ્રાપ્ત નથી. શંકરના શબ્દોમાં—

**चित्तस्य शुद्धये कर्म न तु वस्तूपलब्धये।**

ચિત્તશુદ્ધિ વિના ધર્મની વાતો તો આત્માવિનાના શરીર જેવી થઈ. એ તો એક પ્રકારનું શુષ્ક વેદાન્ત. શ્રી મણિલાલ નભુભાઈ શુષ્ક વેદાન્ત વિષે સુંદર નિરૂપણ કરે છે. તેઓ કહે છેઃ—

"આ આખા વિશ્વમાં જે ભેદબુદ્ધિ ફેલાઈ છે તે જ દુઃખનું કારણ છે, તે અત્યન્ત અભેદ થઈ સર્વ એક થાય એ જ મોક્ષ અથવા બ્રહ્મભાવ છે. આટલી સારી વાત દરેક વેદાન્તી બોલે છે, યથાશક્તિ સમજાવે છે, ને તેને પોતાના બાહ્યોપચારથી જેટલો ટેકો અપાય તેટલો આપે છે. એ જ વેદાન્તીની પ્રિય પત્ની મરી જાય, કે એ જ વેદાન્તીનાં ઘરબાર લૂંટાઈ જાય, કે કાંઈ નહિ તો એની આંગળીએ છરીનો કાપ પડે, અથવા એને કાંઈ લાભની આશા ઉત્પન્ન થાય, અથવા એનો લાભ કોઈ વણસાડે,–તો પેલો બાહ્યોપચાર, પેલું ગંભીર રાખેલું વદન, પેલો ધીમે સાદે કરેલો બ્રહ્મોપદેશ, ને પેલી ઉપરઉપરની નિઃસ્પૃહા, બધુંએ ક્યાંનું ક્યાં ઊડી જાય છે, એનો જીવ આકુળવ્યાકુળ થાય છે, એનાં નયન અશ્રુ સારે છે, એનું હૃદય કંપે છે, ને કોઈ કોઈવાર ભીતિ પણ ભયાનક રૂપ ધારણ કરી એને હાથે અનેક લાજભરેલાં હીણાં છાનાં કુકર્મ કરાવે છે! આ તો બ્રહ્મસાક્ષાત્કાર નહિ પણ માયાસાક્ષાત્કાર થયો; પણ એ વિના આજના વેદાન્તમાં શું જણાય છે?" *

* સુદર્શનગદ્યાવલી, પૃ. ૧૫૫

## વૈરાગ્યવૃત્તિ

મિથિલા પ્રદીપ્ત થઇ ત્યાં મારું કશું જ બળતું નથી, એવી વૈરાગ્યવૃત્તિ જો કે બ્રહ્મસાક્ષાત્કારનો અતિરેક સૂચવે છે, તે છતાં એટલું તો નક્કી કે ધર્મનું તત્ત્વ માત્ર આચારની શુદ્ધિમાં નથી, પણ હૃદયની શુદ્ધિમાં છે, જન્મશુદ્ધિમાં નથી, પણ જ્ઞાનશુદ્ધિમાં છે. મન ચંગા તો કથરોટમાં ગંગા, એ સામાન્ય ઉક્તિ પણ તે જ તાત્ત્વિક સત્યનું સૂચન કરે છે. જ્ઞાનશુદ્ધિ હોય ત્યાં જન્મશુદ્ધિ વા અન્ય શુદ્ધિની કોઈ પરવા કરતું નથી: કેટલાક પૂજ્ય ઋષિઓ જન્મશુદ્ધ નહોતા: જેમકે વસિષ્ઠ ગણિકાના પુત્ર હતા, વ્યાસ માછેણના પુત્ર હતા, ને પરાશર ચાણ્ડાલ કન્યાના પુત્ર હતા. નરસિંહ મહેતાનાં ભક્તમંડળોમાં ઢેડાઓના સમાગમને મહેતા વર્જ્ય ગણતા નહોતા, અને મહેતાને ત્રાસ આપવા જતાં દરેક જ્ઞાતિજને એકબીજાની વચ્ચે જ્ઞાતિપંક્તિમાં એક એક ઢેડને બેઠેલો જોયો એ પ્રસંગ પણ આચારશુદ્ધિને ને જન્મશુદ્ધિને મનઃશુદ્ધિના કરતાં ગૌણ સ્થાન આપે છે. શ્રી શંકરાચાર્યનો ચાણ્ડાલસમાગમનો પ્રખ્યાત પ્રસંગ પણ એ જ તાત્ત્વિક સત્યનું સૂચન કરે છે.

## આધુનિક ધર્મોનું ધ્યેય

એમ કહેવામાં આવે છે કે ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં પ્રચલિત ધર્મો માત્ર અર્ધસત્ય તત્ત્વજ્ઞાનો છે, ને પ્રચલિત તત્ત્વજ્ઞાનો માત્ર અર્ધસત્ય વિજ્ઞાનો છે, અને તેથી જ પ્રચલિત ધર્મોમાં ચેતન ને ફેરફાર જોઈએ ને પ્રચલિત તત્ત્વજ્ઞાનોમાં પણ ચેતન ને ફેરફાર જોઈએ.

પ્રચલિત ધર્મો અદ્યતન મનુષ્યના હૃદયને સ્પર્શી શકતા નથી તેનું કારણ એ નથી કે બધા કે ઘણા જ માણસો ધર્મવિમુખ થયા છે, પણ તેનું કારણ એ તો ખરું જ કે પ્રચલિત ધર્મો અદ્યતન મનુષ્યને વધારે ઉચ્ચતર ને વધારે પ્રજ્ઞાશીલ જીવન શિખવતા નથી. ધર્મમાત્રમાં ઉપદેશનું તત્ત્વ હોય છે ને હોવું જ જોઈએ, ને ઉપદેશ પણ વસ્તુસ્થિતિમાં પરિવર્તન થતાં પરિવર્તનશીલ હોવો જ જોઈએ. જે ઉપદેશ રૂઢિનું ચુસ્ત દાસત્વ સ્વીકારે તે ઉપદેશ પરિવર્તનશીલ બની શકતો નથી. તેટલા માટે આજના આપણા ધર્મોમાં કેળવણી, વિજ્ઞાન, કળા, સમાજને રાષ્ટ્રજીવનના સ્વીકારાયેલા ઉચ્ચતર અનુભવોની સાથે સંગતિ હોવી જોઈએ: જે ધર્મો તેવી સંગતિ સાધી શકતા નથી તે અદ્યતન શ્રદ્ધાના વિષય પણ થઈ શકતા નથી.

## આચાર્યોની આવશ્યકતા

હિંદુસ્તાનમાં ફરી એક વર્તમાન શંકરાચાર્યની જરૂર છે. અન્ય દેશોમાં ધાર્મિકસામાજિક સુધારા કોઈ કોઈ વાર સત્તાધારીઓની કલમને બળે થયેલા છે. અબ્રાહામ લિંકનનો સ્વાતંત્ર્યઢંઢેરો, અલેક્ઝાન્ડર ઝારના ૧૮૬૧ના સુધારા, જાપાનની ૧૮૬૮–૭૧ની શહનશાહપ્રેરિત પ્રવૃત્તિઓ, સીનોર મુસોલિનીની જગજાહેર રાજનીતિ, અને આપણે ત્યાં પણ આપણો શારદા ઍક્ટ, તે તેનાં દૃષ્ટાન્તો છે. પરંતુ જનહૃદયને અંદરથી જીતીને જે પ્રગતિ શક્ય બને છે તે તો મોટે ભાગે સંતસાધુઓના ઉપદેશથી, તત્ત્વજ્ઞોનાં તત્ત્વદર્શનોથી, ને ધર્માચાર્યોનાં ધર્મપ્રવર્તનોથી જ બની શકે છે. તેથી

વક્તવ્ય કે હિંદુસ્થાનને કોઈ વર્તમાન શંકરાચાર્યની જરૂર છે—એવા સર્વમાન્ય આચાર્યની જરૂર છે, ભલે તે હિંદુ, મુસ્લિમ, ઝરથોસ્તી ગમે તે હોય, કે જેના ઉપદેશને બળે મતપન્થોના ભેદો દૂર થાય, ધર્મનો અનાદર નષ્ટ થાય, હિન્દુમુસ્લિમના ભેદો, બ્રાહ્મણઅબ્રાહ્મણના ભેદો, દક્ષણી-ગુજરાતીના ભેદો ને એવાતેવા ભેદો પ્રજા ભૂલી જતાં શીખે ને દેશમાં ભ્રાતૃભાવના વધે, જીવનનું ગાંભીર્ય સ્વીકારાય, ને હૃદયની એકતા વધે. આશા રાખીએ કે જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, ત્યારે ત્યારે હું અવતાર ધારણ કરું છું, એ શ્રીકૃષ્ણ પરમાત્માના ગીતાવાક્ય પ્રમાણે આપણને આગામી અવતાર પણ મળી જ રહેશે.

## ધર્મનું ઘડતર

ધર્મના ઘડતરમાં બેત્રણ બાબત આગળપડતો ભાગ લે છે. પ્રથમ નિયામક બળ જન્મપ્રાપ્ત વલણનું હોય છે. માણસ માત્ર સામાન્ય રીતે જે ધર્મમાં જન્મ્યો હોય છે તે ધર્મને પોતાના ધર્મ તરીકે સ્વીકારે છે. ધર્મનું બીજું નિયામક તત્ત્વ સંતસાધુ કે વિચારકઉપદેશકોનો સમાગમ છે. શંકર, રામાનુજ, વલ્લભ, મધ્વ, કબીર, ચૈતન્ય, રામમોહન રાય, કેશવચન્દ્ર સેન, રામકૃષ્ણ પરમહંસ, દયાનંદ સદસ્વતી, સહજાનંદ સ્વામી જેવાઓએ અસંખ્ય માનવીઓનાં ધાર્મિક જીવનનાં ઘડતર ઘડ્યાં છે, અને તેમજ—બલ્કે બલવત્તર રીતે ધર્મના સ્થાપકોએ જેવા કે ઈસુ ખ્રિસ્ત, ઝરથોસ્ત, મોઝીઝ, લાઓત્ઝે, વર્ધમાન મહાવીર, ગૌતમ બુદ્ધ, મહમ્મદ પેગંબરે જનસમાજોનાં જીવન જીવવા

જેવાં બનાવ્યાં છે. તત્ત્વજ્ઞાનનું શુષ્ક ચિન્તન જે ન સાધી શકે તે સંતસમાગમ કે સંતોનું સમકાલીન વાતાવરણ સાધી શકે છે. મને તો લાગે છે કે મહાત્મા ગાંધીજીનું જીવન રાષ્ટ્રધર્મ પર તેમ જ ધર્મ પર અલિખિત આધુનિક ઉપનિષદ્ છે ને તેમનાં અર્થગંભીર કૃત્યો તે ઉપનિષદના અધ્યાયોરૂપ છે; તે ઉપનિષદના રહસ્યને સમજવું, તેના પ્રકાશને ઝીલવો તેના અમૃતનું પાન કરવું, એ ખુલ્લી કે છૂપી રીતે આપણુંમાંનાં ઘણાંનાં જીવનના ઘડતરમાં અગત્યનો ભાગ ભજવે છે. સત્ય, અહિંસા ને બ્રહ્મચર્યના ભવ્ય ને સુંદર પાઠ આપણને મહાત્માજીના બોધ ને બોધના કરતાં હજાર વધારે દરજ્જે જીવન આપી રહ્યાં છે, અને તે બાબતો વિચારતાં મહાત્માજીના સમકાલીન હોવું એ આપણે ગર્વ સાથે આપણું મહાન્ સદ્ભાગ્ય માની શકીએ. ત્રીજું નિયામક તત્ત્વ ધર્મનો તુલનાત્મક અભ્યાસ થઈ શકે. વ્યવસ્થિત વિચાર વિના કોઈ પણ ક્ષેત્રમાં પ્રગતિ અશક્ય છે, તેટલા માટે વિશાળમાં વિશાળ દૃષ્ટિએ ધર્મનો તુલનાત્મક અભ્યાસ આવશ્યક ગણવો જોઈએ. તુલનાત્મક અભ્યાસ ભિન્ન ભિન્ન ધર્મોમાં રહેલાં સમાન તત્ત્વોને વિચારસાન્નિધ્યમાં આણી શકશે; તે દર્શાવી શકશે કે જો કે ધર્મો ઘણા છે, છતાં ધર્મનું માનસ એક છે. પુષ્પદન્તના નીચેના કથનમાં આ જ સત્યનું સમર્થન જૂના સમયમાં થયેલું જ છે:—

**रुचीनां वैचित्र्यादृजुकुटिलनानापथजुषाम् ।**
**नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥**

**જુદી જુદી નદીઓ જેમ એક દરિયામાં મળે છે તેમ જુદે જુદે માર્ગેથી તને-એક ઈશ્વરને પહોંચાય છે.**

સંકુચિત દૃષ્ટિવાળો માણસ જ્યારે ધર્મના ભેદો જોશે, ત્યારે વિશાળ દૃષ્ટિવાળો માણસ તે ભેદોથી પર જઈ ધર્મોનાં સામાન્ય તત્ત્વો ને સત્યોમાં આહ્‌લાદ પામશે.

## તુલનાત્મક ધર્મદૃષ્ટિનું અધ્યયનમંદિર

ધર્મનો તુલનાત્મક અભ્યાસ કેળવવા માટે વડોદરા રાજ્યમાં થોડાં વર્ષ પહેલાં પ્રોફેસર વિજરીના હાથ નીચે અધ્યયનમંદિર (Seminar) સ્થાપવવામાં આવ્યું હતું. તે મંદિરની, એટલે કે તે સંસ્થાની પુનઃસ્થાપના હમણાં જ કરવામાં આવી છે, એ બીનાનું કથન કરતાં આ સ્થળે મને આનંદ થાય છે ધર્મવિચારને ઉત્તેજિત રાખવાના કાર્યમાં તૌલનિક અભ્યાસ સબળ મદદ કરી શકે છે. અર્ધશ્રદ્ધા ને અશ્રદ્ધા, વિકૃત શ્રદ્ધા ને વિપરીત શ્રદ્ધા, અન્ધશ્રદ્ધા ને અતિશ્રદ્ધા—એ તમામ પ્રકારનાં શ્રદ્ધાસ્ખલનોની સામે રામબાણ દવા ધર્મનો વ્યવસ્થિત અભ્યાસ જ છે; અને આજે જ્યાં યુનિવર્સિટિઓ ધર્મથી અભડાઈ જાય છે, ને જનસમાજને ધર્મવિચાર માટે સુવ્યવસ્થિત દોરવણી નથી, ત્યાં આ પ્રકારની સંસ્થા કે સંસ્થાઓ, અને તેવી જ રીતે 'મિશનો, ને 'આશ્રમો, યત્કિંચિત્ પણ ધર્મભાવનાઓનું હાર્દ વ્યવસ્થિત રીતે અભ્યાસનો વિષય રાખવા કટિબદ્ધ રહે તે દરેક રીતે ઇચ્છવાજોગ ને આવકારને પાત્ર છે.

## તત્ત્વજ્ઞાન ને મનોવિકાસ

ધર્મના અભ્યાસમાં આપણે તુલનાદૃષ્ટિ કેળવવાની જરૂર પર ભાર મૂકયો. તેવી રીતે તત્ત્વજ્ઞાનના અભ્યાસમાં પણ સ્વતન્ત્ર વિચાર, પૂર્વગ્રહોનો ત્યાગ, વિવેચકવૃત્તિનું

પોષણ, એ ત્રણેના સમન્વય પર ભાર મૂકવો જોઈએ. જગતના મહાન્ વિચારકોનાં તત્ત્વચિન્તનોના અભ્યાસની મજા ને તેનો લાભ તેમના વિશિષ્ટ સિદ્ધાન્તોની વિગતોમાં નથી, કારણ કે તે વખત જતાં ને જ્ઞાન વધતાં તેટલી ને તેટલી માન્ય રહી શકતી નથી, પણ તેમની વિશાળ મીમાંસાપૂર્ણું સામાન્ય તત્ત્વદૃષ્ટિમાં હોય છે. પ્લેટોના બુદ્ધિવાદના કરતાં પ્લેટોની સામાજિક પુનર્ઘટનાની ભાવના ને તેને અંગે જોવામાં આવતું તેનું વિચારસ્વાતન્ત્ર્ય આપણા પર વધારે અસર કરે છે. બેકને ઇન્દ્રિયવિજ્ઞાનવાદ શીખવ્યો તેના કરતાં પૂર્વગ્રહોનો ત્યાગ કરવાની બાબત પર ભાર મૂકયો તે આપણને વધારે લાભપ્રદ છે. તેમ જ ડેકાર્ટની તર્કપદ્ધતિના કરતાં એનું વિચારસ્વાતન્ત્ર્ય, એની વિચારવિશદતા, એની વિચારનિર્ભયતા આપણને વધારે લાભદાયક ને બોધપ્રદ છે. ઈમૅન્યુઅલ કૅન્ટની ત્રણ પ્રખ્યાત મીમાંસાઓના વિશિષ્ટ સિદ્ધાન્તોના કરતાં તેમાં રહેલી મીમાંસક દૃષ્ટિ તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં વધારે લાભકારક નીવડી છે. તેમ જ બર્ગસન, ઑઇકન, રૉઇસ, બ્રૅડલી, બોઝેન્કવે વગેરેનાં તત્ત્વદર્શનોમાં વિચારનિર્ભયતાનું વાતાવરણ આપણને વધારે લાભકારક લાગશે.

આ નિર્ભયતા ને વિચારસ્વાતન્ત્ર્યને બળે જ પશ્ચિમના તત્ત્વજ્ઞાનમાં સતત જીવન, સતત વિકાસ, સતત પ્રગતિ ચાલુ રહ્યાં છે.

### આપણાં દર્શનો–મધ્યવર્તી જ્યોતિ

આપણાં તત્ત્વદર્શનોને વિષે પણ આપણે કહી શકીશું કે જો આપણે તેમાંથી મળતા સમગ્ર પ્રકાશો પર ધ્યાન

આપીશું તો આપણને તે અવશ્ય સતત ઉપકારક ને પ્રેરક લાગશે. કારિકાઓ ને ભાષ્યોની શબ્દનિષ્ઠ, છૂટક, શાસ્ત્રીય ચર્ચાઓની પર જઈ દર્શનોના મધ્યવર્તી જ્યોતિ તરફ આપણે આપણી નજર રાખવી જોઈએ. ઉપનિષદોનો અભ્યાસ બુદ્ધિનું કુતૂહલ ને વિચારનું સ્વાતન્ત્ર્ય સુંદર રીતે કેળવી શકે તેમ છે. ન્યાયવૈશેષિક દર્શનોમાંથી પદાર્થો વગેરેની ઝીણવટભરેલી ચર્ચાઓ આપણને લાભપ્રદ નથી, પણ ન્યાયનું બૌદ્ધિક સ્વાતન્ત્ર્ય ને એની અનુમાનપદ્ધતિની ને હેત્વાભાસોની વિચારણાઓ આપણને લાભકારક છે. સાંખ્યયોગનાં સૂક્ષ્મ વિવેચનો, જેવાં કે સાંખ્યનાં તત્ત્વો, યોગની સિદ્ધિઓ, યોગના પ્રકારો ને આસનો વગેરે બધું તત્ત્વજ્ઞાનના ઇતિહાસના અભ્યાસકને જરૂરનું ગણી શકાય, પણ મનોવિકાસ કેળવનાર સામાન્ય અભ્યાસકને સાંખ્યમાં જણાતો વિજ્ઞાનનો પ્રેમ ને યોગમાં દર્શાવાયેલું જીવનનિયમન ઘણી અગત્યની બાબતો છે. શંકર, ભાસ્કર, યાદવપ્રકાશ, કેશવ, નીલકંઠ, બલદેવ, વલ્લભ, વિજ્ઞાનભિક્ષુ વગેરેનાં ભાષ્યો ને વિવેચનોમાં અભ્યાસકને બુદ્ધિની પરિસીમા પ્રાપ્ત થાય છે. તેઓનું બૌદ્ધિક સ્વાતન્ત્ર્ય, તેઓનું નિઃસ્વાર્થ સત્યાન્વેષણ, તેઓની નિરપેક્ષ જિજ્ઞાસા આપણને સબળ રીતે આકર્ષે છે, અને પૌરસ્ત્ય તત્ત્વજ્ઞાન તરફ આપણો પ્રેમ ઉત્પન્ન કરે છે ને જીવંત રાખે છે. બૌદ્ધ તેમ જ જૈન દર્શનોનું મહત્ત્વ પણ બૌદ્ધોના વિજ્ઞાનવાદમાં ને જૈનોના સ્યાદ્‌વાદમાં જ માત્ર નથી, પણ તે તે વાદોની પાછળ રહેલી બૌદ્ધિક સ્વતન્ત્રતામાં-નિર્ભયતામાં છે.

## પૂર્વ ને પશ્ચિમનો સમન્વય

બુદ્ધિસ્વાતન્ત્ર્ય તો તત્ત્વજ્ઞાન માત્રમાં હોવું જ જોઈએ, અને તે પશ્ચિમમાં છે તેવી રીતે પૂર્વમાં પણ ઉચ્ચ પ્રકારનું છે. પણ પશ્ચિમને જે લાભ વૈજ્ઞાનિક દૃષ્ટિએ ને બહિર્મુખ અભ્યાસને બળે મળી શક્યો છે, તે પૂર્વને મળી શક્યો નથી, કારણ પૂર્વના વિચારકો મુખ્યત્વે અન્તર્જ્ઞાનની પદ્ધતિથી દોરવાયા છે. તેમ એટલુંએ ખરું કે અન્તર્જ્ઞાનનાં પૃથક્કરણોમાં જે આધ્યાત્મિક શિખરો પર પૌરસ્ત્ય વિચારકો પહોંચી શક્યા છે, તે પશ્ચિમના યાત્રાળુઓને હજી અગમ્ય શિખરો રહ્યાં છે; એટલું જ નહિ પણ વિજ્ઞાન તરફના તેમના પ્રેમને લીધે માનસશાસ્ત્રમાં પણ શારીરિક ક્રિયાઓ ને જડ ક્રિયાઓનો અભ્યાસ અમુક વિચારના માનસશાસ્ત્રીઓને પશ્ચિમમાં વધારે પડતો આકર્ષી રહ્યો છે; દાખલા તરીકે રશિયન માનસશાસ્ત્રી પેવલોવના પ્રયોગો ને ડૉ. વૉટસન વગેરે અમેરિકન માનસશાસ્ત્રીઓનો ચેતનશૂન્યપ્રવૃત્તિવાદ (Behaviorism). આપણાં તત્ત્વદર્શનોને માટે આપણે યોગ્ય રીતે ગર્વ લઈ શકીએ તેમ છે, છતાં **ભૂતનું યશોગાન કદાપિ વર્તમાનની યશઃસિદ્ધિ બની શકતી નથી,** અને જો આપણે જીવંત, બલપ્રેરક ને વિકાસશીલ તત્ત્વદર્શનો વર્તમાન ને ભવિષ્યમાં પેદા કરવાં હોય તો પશ્ચિમમાંથી ત્યાંની બહિર્મુખી જ્ઞાનપદ્ધતિ, ત્યાંની વિજ્ઞાનપ્રિયતા ને ત્યાંની વિવેચનવૃત્તિની સાથે આપણા માનસનો સપ્રમાણ સમન્વય કરવો જોઈએ.

## જીવન ને મૂલ્યપરિવર્તન

આટલું કહ્યા પછી શરૂઆતની વાત પર પાછા આવીએ. આજના આપણા જીવનમાં મોજ, ઉન્માદ, આનંદ, મોહ,

સગવડ, વિલાસ આગળપડતા સૂરો છે. આજે સમાજમાં નવીન પ્રકારનાં લગ્નો થાય છે. ભલે થાય ! પણ સાચો સ્નેહ નહિ પણ સગવડ કે મોહ, પવિત્ર પ્રેમ નહિ પણ વિલાસ કે સુધરેલું વિષયીપણું જો તેનું પ્રેરક બળ હોય તો તે અનિષ્ટ છે. આજે આપણે લગ્ન, જન્મ, મરણ વગેરેને પ્રસંગે ધાર્મિક ક્રિયાઓને વિષે ઉદાસીનતા જોઈએ છીએ. આપણે દ્રવ્યમોહ, સત્તામોહ, કીર્તિમોહમાં વધારે પડતા તણાતા જઈએ છીએ. મૂલ્યપરિવર્તનો પૂર જોસમાં થઈ રહ્યાં છે. આપણે પારકું એટલું સારું, આપણું એટલું નઠારું એમ "અન્યાશ્રય" દોષમાં સંડોવાઈ રહ્યા છીએ. પુરાતન એટલું તિરસ્કરણીય ને અદ્યતન એટલું વન્દનીય એવી વૃત્તિને બળે કોઈ અકલ્પ્ય વ્યામોહમાં આકર્ષાયા જઈએ છીએ. તત્ત્વજ્ઞાનીને મન મારુંતારું હોઈ શકે જ નહિ. પ્લેટોના શબ્દોમાં તત્ત્વદ્રષ્ટા સર્વકાળ ને સર્વદેશનો દ્રષ્ટા છે. ગમે તે કાળનું ગમે તે દેશનું જે સત્ય હોય તે એને સ્વીકાર્ય હોય છે. પણ તેટલા માટે એમ નથી ઠરતું કે તત્ત્વદ્રષ્ટાને મન સારું તે મારું, કલ્યાણકારી તે મારું, હિતપ્રદ તે મારું એવો અભિનિવેશ ન હોય. તે તો તદ્દન આવશ્યક છે જ.

### આપણો કલ્યાણમાર્ગ

તો આપણા સાહિત્યની ને આપણા જીવનની પુનર્ઘટના અત્યારે થઈ રહી છે તેમાં આપણો અભિનિવેશ આપણે કઈ દિશામાં રાખવો ? આપણા સાહિત્યમાં, આપણા વૈયક્તિક, સામાજિક, રાષ્ટ્રિય જીવનમાં આપણે વિકાસવાદી બનવું, આપણે અસંયમી ન બનતાં સંયમી બનવું, કારણ સંયમ વિના વિકાસ અશકય છે. ઉદ્દેશરહિત શુષ્ક સંયમ જ

કાંઈ ઇષ્ટ નથી, ને આનંદમાત્ર કાંઈ વર્જ્ય નથીઃ આનંદ ને સંયમનો સહેતુક સમન્વય તે જીવનનો ઉદ્દેશ હોવો જોઇએ.

**ફ્રૉઇડમત ને સંયમોનું ઉચ્છેદન**

એક મત–ફ્રૉઈડ ને એના અનુયાયીઓનો–એવો છે કે નીતિ, સંસ્કૃતિ, શિસ્ત, સામાજિક બન્ધનો એ તમામ મનુષ્યની ચેતનાની સપાટીની નીચે રહેલી ગુપ્ત પાશવ વૃત્તિઓનાં જ માત્ર પરિવર્તિત સ્વરૂપો (sublimations of the id) છે, અને તેથી જ પશ્ચિમમાં આધુનિક નવજવાન-પ્રવૃત્તિઓ સપ્રમાણ ઉપદેશ કરે છે કે માનવતાને પોષો, ચાલુ ક્ષણમાં મોજ ઉડાવો, જાતીય વાસનાઓ ને આકર્ષણોનો ઉલ્લાસની દિશામાં ઉપયોગ કરો ને વ્યક્તિત્વને સમાજની રૂઢિઓમાં જકડાવી ન દેતાં ખીલવાય તેમ ખીલવો અને જીવનનો વિકાસ જીવનની પ્રેરણાઓ જેમ પ્રેરે તેમ થવા દો. આ મત પ્રમાણે આપણી પ્રેરણાઓ, આપણી લાગણીઓ, આપણી માનવ નિર્બળતાઓ આપણાં જીવનનિયામક તત્ત્વો બને છે. આ માનસની જેમ યુરોપમાં તેમ જ આપણે ત્યાં પણ જીવનમાં ને સાહિત્યમાં અસર થઈ છે. તે અસર જાતીયતા ને વાસ્તવતાને પોષતી નવલકથાઓમાં, જાતીયતા ને વાસ્તવતામાં મ્હાલતાં કાવ્યોમાં ને તેવા લેખોમાં જોવામાં આવે છે. આ માનસના કેટલાક લાભો પણ છે, તે ન્યાય ખાતર કહેવું જોઇએ. આ માનસથી જીવન ઓછું ઢોંગી, ઓછું જકડાયેલું, ઓછું શુષ્ક ને વધુ ખુલ્લું, વધુ વિકસેલું, ને વધુ મધુર બને છે, પણ તે સામે ગેરલાભોનો ભયંકર લાલ વાવટો પણ છે, ને તે એ કે તેથી જીવનમાં માનવતાના નામમાં પાશવતાનાં ગીતો ગવાય

છે. ઉત્ક્રાન્તિના પન્થમાં જીવનની પ્રારંભકના કરતાં પાછળથી વિકસેલી અવસ્થા ને સંસ્કૃતિ ઉચ્ચતર માનવામાં આવે છે: તે નિયમ આ માનસના વિચારકો ઉચ્છેદે છે. બુદ્ધિને તેઓ અવગણે છે, ને પ્રેરણાઓને, લાગણીઓને, માનવ નિર્બળતાને અગ્રસ્થાને સ્થાપે છે.

### જીવનનિયમન—એક પ્રયોગ માત્ર

સંયમ ને આનંદના સમન્વયની વાત કરીએ, ત્યારે આપણે યાદ રાખવું જોઇએ કે જીવન જ કદાચ એક નૈસર્ગિક પ્રયોગમાત્રતુલ્ય હોય. જીવનનો વિકાસ સદૈવ ભૂલરહિત કે સદૈવ ભૂલગર્ભિત ન હોતાં, ભૂલસુધારક કદાચ હોય, એટલે કે જીવનવિકાસનો પન્થ ભૂલનો યોગ, ભૂલનો ભોગ, ભૂલની સુધારણા એમ ક્રમિક નિયમોના ચીલામાં કદાચ રહેતો હોય. જીવન જ એક મહાન કુદરતી પ્રયોગરૂપ કદાચ હોય. સારામાં સારું જીવનધ્યેય વાતાવરણને અનુકૂળ થતાં કુદરત તેને વર્જી અન્ય જીવનપ્રકારને ઊંચે આણતી જતી હોય એમ કદાચ બન્યું જતું હોય. જીવનવિકાસનો માર્ગ તેના વર્જિત થયેલા પ્રયોગોના ખંડેરોના કચરાના ઢગલાઓથી કદાચ ભરપૂર હોય અને સનાતન સત્ય જેવું કશું જ કદાચ ન પણ હોય, અને એમ પણ હોય કે જીવન નવી જ દિશામાં પ્રયોગો કરતું જતું હોય તે કદાચ વધુ સાર્થક રીતે તેમ કરતું હોય. તેમ છતાં એ પ્રયોગોને માત્ર વૈયક્તિક વલણોને બળે સ્વીકારવા તેના કરતાં સંસ્કૃતિનો ઇતિહાસ, અનુભવના મહામન્ત્રો ને સૈકાઓના ડહાપણને સ્વીકારવાં તે ચોક્કસ વધુ સલામતીનો માર્ગ ગણી શકાય.

## શ્રેયઃસિદ્ધિનાં ચાર સૂત્રો

જીવન શુષ્ક પણ ન જોઈએ, તેમ વિલાસી પણ ન જોઈએ. રસિકતા આપણે ચાહીશું, પણ રસિક અકલ્યાણકારી જીવનના કરતાં કલ્યાણકારી અરસિક જીવનને આપણે વધારે ચાહીશું. નવ્ય માનસને આપણે ચાહીશું, પણ નવ્ય ધર્મવિમુખ માનસના કરતાં ધર્મઅભિમુખ અનવ્ય માનસને આપણે વધારે ચાહીશું. આચારને આપણે ચાહીશું, પણ ધર્મવિમુખ આચારના કરતાં આચારવિમુખ ધર્મને આપણે વધારે ચાહીશું. રે! વિલાસતાને આપણે ચાહીશું, પણ વિલાસી અનીતિના કરતાં નીતિમતી અવિલાસિતાને આપણે અલબત્ત વધારે જ ચાહીશું. શ્રેયઃસિદ્ધિનાં આ ચાર સૂત્રોને, હું કલ્યાણના રાજમાર્ગ ગણું છું. વિલાસ તે વિનાશ છે ને સંયમ તેજ આખરે જીવનનો વિકાસ છે. બાકી તો પરમ સત્યને, જીવનના અન્તિમ ધ્યેયને કોઈ પામ્યોએ નથી ને પામવાનોએ નથી. એલ્ડોરેડોના શબ્દોમાં To travel hopefully is better than to arrive. જીવનની યાત્રામાં અન્તિમ સાધ્ય મથકે પહોંચવું તેના કરતાં આશા સાથે પ્રયાણ ચાલુ રાખવું ને સતત આગળ વધ્યા જવું એ વધારે ઇચ્છવાજોગ છે.

ચાલો, આપણે આગળ વધીએ! પ્રભુ આપણને ઠોકર ખાતાં અટકાવે! પ્રભુ આપણી જીવનયાત્રા પુનિત રાખે!



**નર એટલે પૂર્ણવિરામ: નારી એટલે અલ્પવિરામ.**

આ વિષય પર તમારી સાથે થોડીક વાત કરવાનું કામ હું એક અંગત ઉલ્લેખથી શરુ કરવા ઇચ્છું. ગઈ ૨૩મી ડિસેંબરે* વડોદરા કૉલેજના સેન્ટ્રલ હૉલમાં મિસિસ સરોજની નૈડુનું ભાષણ હતું. સભાઓના સામાન્ય નિયમ પ્રમાણે તેમાં કોઈ વ્યક્તિએ પ્રમુખ હોવું જોઈએ, તે મુજબ પ્રમુખ તરીકેનું કપરું કામ કરવાનું તે દિવસે મારે શિર આવી પડયું. તમે પૂછશો, આમાં કપરું શું? કપરું તો ખરું જ ને? સાંભળો, "કપરું"ની ટૂંકી મીમાંસા કહું. હૉલ અધ્યાપકો, વિદ્યાર્થીઓ, વિદ્યાર્થીનીઓ અને અન્ય મંડળીથી ચિકાર હતો, તે મિસિસ નૈડુનું ભાષણ સાંભળવા માટે ચિકાર હતો; મારું બોલવું સાંભળવા માટે ત્યાં કોઈ પણ ઉત્સુક નહોતું. અને છતાં, શિષ્ટાચાર મુજબ મારે બોલવાનું તો હતું જ, ને બોલીને જે સન્નારીને

*૨૩-૧૨-૧૯૩૯

સમસ્ત હિંદ ઓળખે છે તેનું ઓળખાણ આપવાનું હતું, ને સાથે સાથે તેને ભાષણ આપવાની શરુઆત કરવા વિનંતી કરવાનું હતું. હવે મેં કર્યો વિચાર કાંઈક આકર્ષક કહેવું. જો આકર્ષક ન કહું ને મિસિસ નૈડુના જીવનગૌરવનું ટાહેલું ડોળું તો તો પછી જાણો જ છો ને? વિદ્યાર્થીઓ હો હો કરી મૂકે. બીજું શું વળી? એમ વિચારી મેં એક ચિત્તરંજક કથન કરવા પ્રયત્ન કર્યો. શ્રીમતી નૈડુનું કૉલેજમાં જે ભાષણ થવાનું હતું તે ભાષણની પછીથી વડોદરામાં જુદે જુદે સ્થળે બીજાં ચારપાંચ ભાષણો થવાનાં હતાં, તે વિષે મેં સૂચન કર્યું ને હળવી મજાકથી કહ્યું કે Man is a full stop, but woman a comma. At the former you know where a sentence ends, at the latter you do not, you expect something further. એટલે કે વ્યાકરણની ભાષામાં કહીએ તો નર તે પૂર્ણ વિરામ છે, પણ નારી તે તો અલ્પવિરામ છે. વાક્યમાં પૂર્ણવિરામ આવે એટલે આપણે સમજીએ છે કે અહિં હવે આપણા વિચારનો છેડો આવ્યો, પણ અલ્પવિરામ પછીનો વિચાર કેટલો બાકી છે તે વિષે કાંઈ સમજી શકાય નહિ અને તેથી અલ્પવિરામ આવે પછી આપણને વધારે વિચારની અપેક્ષા રહે છે તે મુજબ, મિસિસ સરોજિની નૈડુનું આજનું ભાષણ છેલ્લું નથી, પણ બીજાં ભાષણોની આગાહીરૂપે છે અને કૉલેજમાં એકઠા થયેલા શ્રોતામંડળે બીજાં ભાષણોની તીવ્ર આકાંશા રાખવી. તેઓ પ્રખ્યાત વક્તા છે, તેમના ઓળખાણની જરૂર નથી વગેરે વગેરે મેં ટૂંકામાં કહ્યું. શ્રીમતી નૈડુને મેં આમ અલ્પવિરામ કહ્યાં

તેથી રમુજ થઈ, આ અલ્પવિરામપૂર્ણવિરામની હળવી ટકોર તેમને પણ ઘણી ગમી ગઈ. તે ટકોર તેમણે પોતાના ભાષણમાં સ્વીકારી, અને કહ્યું કે પ્રમુખની ભાષામાં કહું તો Perpetual Comma છું, એટલે કે મારી ભાષણપ્રવૃત્તિ સદાય ચાલુ જ છે.

તે તો જાણે ઠીક પણ આ પૂર્ણવિરામ ને અલ્પવિરામની મને સૂઝેલી રમુજ પરથી તમારી સાથે વાર્તાલાપ કરવાનો વિષય મને જડી આવ્યો. સ્ત્રી એટલે મૂર્તિમતી ચલતા: ચલતા હોં, ચંચલતા શબ્દ હું નહિ વાપરું, કારણ કે તે શબ્દ તકરાર ઉત્પન્ન કરે તેવો છે. અને તકરાર! તકરાર તો મને ગમતી જ નથી, અને તકરાર વિષે તમને ખાસ કહું છું કે ભૂલે ને ચૂકે સ્ત્રીઓની જોડે કે સ્ત્રીઓને વિષે તકરાર કરવી તે તો આફતને આમંત્રણ આપવા બરાબર બને છે; કારણ કે સ્ત્રીઓની સાથે તકરાર કરવી એટલે કે મા, બેન, કે બૈરીની સાથે કંકાસ કરવો; સ્ત્રીઓની સાથે તકરાર કરવી એટલે કે સમાજ સાથે કંકાસ કરવો; સ્ત્રીઓની સાથે તકરાર કરવી એટલે કે રાષ્ટ્રની સાથે પણ કંકાસ કરવો એમ થઈ પડવાનો ડર રહે છે. કોના ભોગ લાગ્યા હોય કે આવી આફતને આમંત્રણ આપે? ઠીક ત્યારે, આગળ ચાલીએ. સ્ત્રી એટલે મૂર્તિમતી ચલતા, સ્ત્રી એટલે સ્થિરતાની કટ્ટી વિરોધી અને સ્ત્રી એટલે પ્રગતિની પૂજારણ, આ ભાવનાને સ્વીકારી હું આગળ ચાલું છું.

મારે તમને કહેવું જોઈએ કે સ્ત્રીના ગુણદોષ ઉપર હું જરા પણ વિવેચન કરવા ઇચ્છતો નથી; તેના ગુણોનું હું

ગાણું ગાઉં તો મેં ભાટાઈ કરી કહેવાય અને તેના દોષોનું હું ચિત્રાલેખન કરું તો મેં ભૂલ કરી કહેવાય. કવિઓએ તો આ બંને કામ કરનારાઓની કક્ષામાં પોતાની જાતને મૂકીને એક કે બીજી રીતે હલકટ મોજ માણી છે. આપણા કવિ શામળભટ્ટે તો તેવા બંને પક્ષના છપ્પા ને છપ્પા રચી કાઢયા છે; પણ સૌ કોઈ જોઈ શકશે કે એના છપ્પાઓમાં અતિશયોક્તિનું ચાલુ વહેણ છે. કવિ એક પાસ જ્યારે "નારી નીચ સ્વભાવ"થી શરુ કરી સ્ત્રીના માત્ર દોષ જુએ છે, ત્યારે બીજી પાસ "રામા રત્નની ખાણ" કહી સ્ત્રીના સદ્ગુણોની જ પ્રશંસા કરવા મંડી પડે છે. પણ એ તો આપ જાણો જ છો ને! निरंकुशाः कवयः। કવિઓ ફાવે તેમ ફેંકે જાય. હું કવિ નથી એટલે તેવી ધડમથલમાં પડવા હું માગતો નથી. હું તો સ્ત્રીમાનસની એક આગળ પડતી ખાસિયત વિષે થોડુંક કહીશ, અને તે ખાસિયત તેને અલ્પવિરામ કહેવાથી ઠીક ઠીક સમજી શકાશે.

જ્યારે પુરુષસ્વભાવ પરિમિત પૂર્ણતા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે, ત્યારે સ્ત્રીસ્વભાવ આઘે, આઘે, કોઈ અગમ્ય કેન્દ્રને તાકવા, કાંઈક અનિશ્ચિત અપરિમિત ધ્યેયને પ્રાપ્ત કરવા લલચાય છે. પુરુષ જ્યારે નજીક જમીન પર સીધું નિશાન તાકે છે, ત્યારે સ્ત્રી આઘે વાદળાંઓમાં તિરછું નિશાન તાકે છે. પુરુષ જ્યારે સ્થિરતાનું પ્રતીક છે, ત્યારે સ્ત્રી અસ્થિરતાનું પ્રતીક છે. પુરુષ જ્યારે પૂર્ણતાનો પૂજારી છે, ત્યારે સ્ત્રી પ્રગતિની પૂજારણ છે.

સમાજ જુઓ! સ્મૃતિકારોના સમયથી ઠેઠ અત્યારના સમય સુધી રૂઢિઓ ને કાયદાઓના ઘડનારા કોણ હતા

ને કોણ છે? પુરુષો. અને રૂઢિઓ ને કાયદાઓ એટલે શું? રૂઢિઓ ને કાયદાઓ એટલે અંકુશ, સ્થિરતા, સુરક્ષિત કિલ્લેબંધીઓ, કહો કે પ્રગતિને આગળ જતાં પકડી રાખનાર સખત સાંકળો. અલબત રૂઢિઓમાં ને કાયદાઓમાં સારાં તત્ત્વો પણ હોય છે, છતાં સમય જતાં જીવનની સાથે તેનો મેળ રહી શકતો નથી. અને જીવન જ્યારે ઘણું આગળ ધપ્યું જાય છે ત્યારે રૂઢિ ને કાયદા તેના વિકાસને રૂંધનાર અનર્થકારક બંધનો જ બની રહે છે.

સુધારાના ને બુદ્ધિવાદના ધસારાની સામે એ જૂની કિલ્લેબંધીઓ ટકી શકતી નથી. એ ધસારામાં આપ જોશો તો સ્ત્રીનો હિસ્સો જેવોતેવો નથી. પહેરવાઓઢવામાં, ખાવાપીવામાં, બોલવાચાલવામાં, સમાજવ્યવહારોમાં સ્ત્રી શાંત છતાં સચોટ આગેકદમ થઇ રહી છે. પ્રવૃત્તિ માત્રનો આધાર બુદ્ધિ સ્વીકારે તે પર ન રહેતાં, હૃદય સ્વીકારે તે પર રહે છે. પુરુષ બુદ્ધિપ્રધાન છે, જ્યારે સ્ત્રી લાગણીપ્રધાન છે, અને ત્યાં જ સ્ત્રી પ્રવૃત્તિની, ને તેથી જ પ્રગતિની નજીક છે. એની પ્રગતિ જેટલે દરજ્જે વધુ વિશુદ્ધ, વધુ પ્રફુલ્લ, વધુ સંસ્કારી તેટલે દરજ્જે સમાજ ઉન્નતિના ગુરુશિખરની વધારે ને વધારે નજીક જઈ શકે છે.

પાશ્ચાત્ય કેળવણીએ આપણી મોટામાં મોટી સેવા બજાવી હોય તો તે એ છે કે તેણે પુરુષનું ને તેથી પણ વધારે સ્ત્રીનું સ્વત્વ જાગ્રત્ કર્યું છે. તે કેળવણીએ સ્ત્રીઓમાં નવીન ચેતન આણ્યું છે અને આઝાદીની ભવ્ય ભાવના પ્રગટાવી છે. આઝાદી કાંઈ માત્ર રાજકીય જ ન હોઈ શકે:

આઝાદી જીવનના એકેએક ક્ષેત્રમાં વ્યાપી શકે છે. જરા આસપાસ નજર કરોઃ દીર્ઘ નજરની પણ જરૂર નથી, એક જરાક જ જુઓ, જરા સ્નેપશૉટ લો. ડિગ્રી મેળવી જીવનને યથેચ્છ વિકસાવનાર સ્ત્રી–એક જાતની આઝાદી. બૉબ્ડ હેર રાખી ફેશનની મોજ માણનાર સ્ત્રી–બીજી જાતની આઝાદી. આંતરજાતીય લગ્ન કરી પ્રેમને મનમાની રીતે સંકળાવનાર સ્ત્રી–ત્રીજી જાતની આઝાદી. અવિભક્ત કુટુંબને આદર્શ ખાતર વિભક્ત કુટુંબ બનાવનાર સ્ત્રી–ચોથી જાતની આઝાદી. ખુલ્લામાં સંસ્કારી ગરબાઓની હળવી હલકથી દિવ્ય આનંદ દેનાર ને લેનાર સ્ત્રી–પાંચમી જાતની આઝાદી. પ્રાન્તમાંના ઘુમટા મુંબઈમાં ખસેડી નાંખી પતિ કે મિત્ર સાથે બિનઘુમટાઇ વાતાવરણમાં લ્હેરથી ફરનાર હરનાર સ્ત્રી–છઠ્ઠી જાતની આઝાદી. ઇરાદાપૂર્વક લીધેલા આ ભિન્ન વિભિન્ન દાખલા આજના જીવનમાં સહેલથી મળી શકશે. અનેકવિધ આઝાદીના રંગરાગ વર્તમાન સ્ત્રીજીવનને લાગી ચૂકયા છે. અને તે ભલે લાગ્યા! આજની સ્ત્રી કુટુંબમાં, સમાજમાં, રાષ્ટ્રમાં યોગ્ય રીતે સમાનતા ને સ્વતંત્રતા ઇચ્છે છે. આઝાદીની ભાવના વિનાની પૈસે ટકે ભરેલી સ્ત્રીના કરતાં આઝાદીની ભાવના ધરાવતી માલમતાએ ગરીબ સ્ત્રીને હું ઘણી ઉચ્ચતર ગણું છું. આઝાદીની ભાવના વિનાની બાળબચ્ચાંમાં માયામગ્ન સ્ત્રીના કરતાં આઝાદીની ભાવના ધરાવતી કુટુંબવિખૂટી માયામુક્ત દેશસેવિકાને હું ઘણી ઉચ્ચતર ગણું છું. અને આઝાદીની ભાવના વિનાની પોતાની જાતને સુખી માનનારી સ્ત્રીના કરતાં આઝાદીની ભાવના ધરાવતી જાતને અસુખી માનનારી સ્ત્રીને હું

બેલાશક ઘણી ઉચ્ચતર ગણું છું. જે પ્રજાની ભાવી માતાઓમાં આઝાદીની ચિનગારી ચેતી નથી તે પ્રજા ભાવી યુગોમાં આઝાદીની જ્વલંત જ્યોત ક્યાંથી પ્રગટાવી શકશે ? આપણે કબૂલ કરવું પડશે કે હજી તો રૂઢિ ને અજ્ઞાનના આવરણોને લીધે સ્ત્રીઓ ઘણી પછાત છે. પણ તેઓ જ્યારે તેમના જીવનના સમગ્ર વિકાસને અંગે બંડ મચાવશે ત્યારે પુરુષની મગદૂર નથી કે એ બંડને તેઓ અટકાવી શકે. એ બંડ હવે નજીકના ભવિષ્યમાં આર્થિક સ્વાતંત્ર્ય ભોગવવાને અંગે હિંદમાં જરૂર દેખા દેશે.

સ્ત્રીને કૌટુંબિક, સામાજિક, રાષ્ટ્રિય સ્વાતંત્ર્ય ભોગવવાને અંગે આર્થિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાનું દિનપ્રતિદિન વધારે ને વધારે આવશ્યક બનતું ગયું છે. અગાઉ જમાના એવા ગયા કે ધન પ્રાપ્ત કરવાનું સ્ત્રીને જરૂરનું નહોતું; અમુક ઉમર થઈ એટલે બાળા પરણે જ ને પરણતાંની સાથે એક બાજુ સ્ત્રીને આર્થિક સંરક્ષણ મળે તો બીજી બાજુ વ્યક્તિગત પરતંત્રતા પણ તેને સંડોવી લે. પણ હવે જમાનો પલટાયો છે: હવે દરેક કન્યા પરણે જ એ કાંઈ નિશ્ચિત પણ નથી ને સંભવિત પણ નથી. હવેના ને ભવિષ્યના યુગોમાં સ્ત્રીએ આર્થિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવું તદ્દન આવશ્યક બન્યું છે.

તે આર્થિક સ્વાતંત્ર્ય સ્ત્રી કેવી રીતે પ્રાપ્ત કરે છે કે કરશે તે વિચારવાની બાબત છે. હમણાં તો હજી સ્ત્રીઓને માટે આર્થિક સ્વાતંત્ર્યનાં બે ક્ષેત્ર મુખ્યત્વે જોવામાં આવે છે–શિક્ષિકાઓ ને પરિચારિકાઓના ધંધામાં. પણ વખત જરૂર આવશે જ્યારે આર્થિક સ્વાતંત્ર્યને અંગે અન્ય ક્ષેત્રો

પર એટલે કે અન્ય ધંધાઓ પર સ્ત્રીઓનાં આક્રમણ જરૂર થશે. અને તે સ્વાભાવિક છે. ક્રાન્તિ જરૂરની છે; ક્રાન્તિ વિના વર્ષોથી ગુલામી ભોગવતી સ્ત્રીઓની મુક્તિ નથી. બદલાયેલી પરિસ્થિતિ સામે અણબદલાયેલી વ્યક્તિઓનો મેળ કદાપિ સમજુતીથી મળે જ નહિ. તે મેળ માટે ક્રાન્તિએ વ્યક્તિને બદલવી જ જોઈએ.

ધંધારોજગાર ને કામકાજની તકોને કાંઈ લિંગ કે જાતિના ભેદ નથી; જાતિ તો સ્ત્રી અને પુરુષને જ છે. સ્ત્રીના રોજગારમાં પુરુષ પ્રવેશી શકે છે. છતાં પુરુષના રોજગારમાં સ્ત્રી પણ પ્રવેશી શકે છે. અને તેમ છતાં, પુરુષના પરાપૂર્વના સમયોથી ચાલુ આવેલા ધંધારોજગારો પર સ્ત્રીઓના હુમલા થશે ત્યારે પુરુષમંડળોમાં અવશ્ય ક્ષોભ થશે જ, પણ તે હુમલા સ્ત્રીના આર્થિક સ્વાતંત્ર્યની વધતી જતી જરૂરિયાતને લીધે ને વધતી જતી આઝાદીની ભાવનાને લીધે અનિવાર્ય છે. જમાનો એવો આવશે જ્યારે છાપાંઓ, બેંકો, કંપનીઓ, કચેરીઓ, શાળાઓ, હૉસ્પિટલો સ્ત્રીઓથી ચલાવાતાં બનશે, અને કચ્ચરઘાણ થયેલા જૂના રિવાજોના ખંડેર પર ઉભેલો આપણો નવ્ય સમાજ તે ખંડેરને જોઈને કયાં તો તિરસ્કારથી હસશે કે કયાં તો દયા ખાશે. પ્રવાહનું વહેણ ખાળવું અશકય છે, અને તે વહેણ નવી નવી દિશાઓમાં વહેશે જ ને નવા નવા ધંધાઓથી સ્ત્રી આર્થિક સ્વાતંત્ર્ય શોધશે જ. પુરુષોએ આ હરીફાઈથી ડરવાનું નથી, તેઓ ડરે તો તેનો અર્થ પણ નથી; તેમના ઇજારાઓના અન્તમાં જ પ્રગતિની શરુઆત છે.

તે તો વાત ખરી છે, પણ તે સાથે જ બીજી એક વાત કરવી તદ્દન જરૂરની છે. સ્ત્રીની આઝાદી જેટલી ખીલે તેટલી ભલે ખીલે, પણ ત્યાં લાલ વાવટાની પણ જરૂર છે, અને તે લાલ વાવટો માત્ર એટલી જ હદે ધરાવવો જોઈએ કે જ્યાં સ્ત્રીત્વ હરીફાઈમાં નષ્ટ થવાના ભયમાં આવી પડે. કુદરતે સ્ત્રીને નાજુક શરીરની બક્ષિશ અર્પી છે, કુદરતે તેને સુંદર બનાવી છે; કુદરતે તેને તે સાથે અમુક અમુક મુશીબતોમાં પણ મૂકી છે. જ્યાં ગૃહ ને ધંધાનો વિરોધ આવે ત્યાં તે વિરોધનું શ્રેયસ્કર સમાધાન આણવું તદ્દન જરૂરનું છે. પ્રગતિ ભલે વધે ને ગમે તેટલી વધે, પણ સ્ત્રીસ્વાતંત્ર્ય ને સ્ત્રી-સમાનતા સ્ત્રીને એવી રીતે આગળ ધકેલે કે તેથી સ્ત્રી-હૃદયની હુંફ ઠંડી પડે, સ્ત્રીની લાગણીઓ કમી થાય, સ્ત્રીની નાજુકતા નષ્ટ થાય તો તે પ્રગતિ પ્રગતિ નથી, પણ દુર્ગતિ છે. વર્ષો પહેલાં પંચમાં એક ઉપહાસચિત્ર જોયું છે. તે ચિત્રમાં એક ગંદા ચીથરેહાલ છોકરાને એક શેરીમાં ચીતરવામાં આવ્યો છે, અને તે છોકરાની બાજુમાં થઈને પસાર થતી એક સુઘડ સમાજસેવિકાને દેખાડવામાં આવી છે, જેમાં તે સંસ્કારી બાઈ પેલા ગંદા છોકરાને પૂછે છે, "વ્હાલા બાળક ! તને અહિં આવી ગંદી હાલતમાં રખડતો મૂકનાર તારી માતા કોણ છે?" બાળક પટ દઈને સંભળાવી દે છે, "કેમ મા, તું મને ઓળખતી નથી?" આનો સાર સ્પષ્ટ છે. સ્ત્રી સમાજસેવિકા થાય વા ધંધામાં પડે અને તેમ કરતાં તેના પતિ વા તેના કુટુંબ તરફનું તેનું પ્રેમઝરણું સૂકાઈ જાય તો તે સ્ત્રી જલ વિનાની સરિતા

જેવી છે, અને તેવી સ્ત્રીને વિકાસ આપનાર પ્રગતિને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ હોજો.

બાકી તો એટલું ચોક્કસ જ છે કે જેને પુરુષો સ્ત્રીઓની ઊણપ કહે છે તે ઊણપો સ્ત્રીઓની જેટલી ને જેવી છે તેટલી ને તેવી જ પુરુષોની ઊણપો છે. કારણ કે સ્ત્રીજીવન ને પુરુષજીવન ઢાલની બે બાજુઓ છે; તે બે સંપૂર્ણ રીતે સંલગ્ન છે. આ કહેતાં મને પેલો રસિક શ્લોક યાદ આવે છે.

**कनककलशस्वच्छे राधापयोधरमण्डले**
**नवजलधरश्यामामात्मद्युतिं प्रतिबिंबिताम् ।**
**असितसिचयप्रान्तभ्रान्त्या मुहुर्मुहुरुत्क्षिपञ्जयति**
**जनितव्रीडाहासः प्रियाहसितो हरि ः ॥**

સોનાના કળશના જેવા સ્વચ્છ રાધાના સ્તનમંડલમાં શ્રીકૃષ્ણની નવજલધરશ્યામ આત્મકાંતિનું પ્રતિબિંબ પડ્યું. તે પ્રતિબિંબને શ્રીકૃષ્ણ કાળું લૂગડું સમજી વારંવાર ખસેડવા ગયા. તે જોઈ રાધા હસી પડ્યાં. **प्रियाहसितो हरिः**, એટલે કે હરિને પ્રિયાએ હસી કાઢ્યા અને તેથી હરિ પોતે પોતાની ભૂલને માટે હસી પડ્યા, એવા હરિનો જય હો!

મેં કહ્યું તેમ સ્ત્રીની ઊણપો, સ્ત્રીની ગડમથલો, સ્ત્રીની ખામીઓ પુરુષોની જ ઊણપો, ગડમથલો ને ખામીઓ સમજવી જોઇએ; તે ઊણપો પુરુષની ઊણપોની માત્ર છાયા જ સમજવી. એ છાયાને આપણે ખસેડવા જઇએ તો આપણે **स्त्रियाहसितो नरः** ની દશામાં જ આવીએ. એ છાયાને જો ખસેડવી હોય તો આપણે **श्यामाम् आत्मद्युतिम्** એટલે કે આપણી પોતાની કાળાશોને, સારાંશ આપણી પોતાની

ઊણપોને દૂર કરવી જોઈએ. આ આપણી પોતાની ઊણપો તજવાનું કામ કેટલે અંશે શક્ય છે તે અત્યારે તો ભવિષ્ય-પુરાણનો અણખોલાયેલો અધ્યાય છે; માટે ત્યાં જ આપણે આજના વાર્તાલાપને સમાપ્ત કરીશું.

તેમ કરતાં છેવટના બે શબ્દો ઉમેરીશ. મેં શરુઆતમાં કહ્યું છે તે પ્રમાણે સ્ત્રી અલ્પવિરામ છે; તે ક્યાં અટકે તે સમાજ ભાગ્યેજ કલ્પી શકે. પણ દેશપ્રેમી તરીકે ને સ્ત્રીની ભાવનાઓને ન્યાય્ય ગણનાર વિચારક તરીકે મારી શુભેચ્છા તો ખરીજ કે ભવિષ્યની નારી સ્વાતંત્ર્યપ્રેમી બને, પુરુષની તે વધુ ને વધુ પ્રેરક બને, ને નિજ આત્માનું, નિજ કુટુંબનું, ને નિજ સમાજનું વધારે ને વધારે કલ્યાણ સાધે, આર્ય જીવનને સંસ્કારિતાનું મંદિર બનાવે ને દેશને દિવ્યતા અર્પે ! આ જ મારી તમારી સમક્ષ પ્રભુપ્રાર્થના છે.

## સ્ત્રીત્વનાં ચિત્રો

કોઈપણ સમાજમાં સ્ત્રીનું સ્થાન શા પ્રકારનું છે તે જાણ્યાથી તે સમાજની સંસ્કૃતિ કઈ કોટિ સુધી પહોંચી છે તે સમજી શકાય છે. સાહિત્ય જીવનનું પ્રતિબિમ્બ પણ છે ને જીવનનું સર્જક પણ છે. સાહિત્યના વાચનથી જીવનની મૂલ્યઆંકણી શા પ્રકારની છે તે સમજી શકાય છે, અને સાહિત્ય આદર્શો રજુ કરીને નવી મૂલ્યઆંકણી ઉત્પન્ન કરે છે, ને તેવી રીતે મૂલ્યપરિવર્તન કરવાના કાર્યમાં સહાયક નીવડે છે.

ગુજરાતી સાહિત્યમાં અત્યાર લગણ સ્ત્રીત્વનાં ચિત્રો શા પ્રકારનાં દોરાયાં છે, તેનું વિવેચન કર્યાથી સમાજ માટે ને સાહિત્યમાં લેવા જોઈતા બોધ માટે સારો ખ્યાલ આવી શકે તેમ છે. સંક્ષેપમાં આ બાબતનું પૃથક્કરણ કરીશું.

કર્ત્તવ્યપરત્વે ભાર મૂકતાં સ્ત્રીનાં નીચે મુજબનાં ચિત્રો ગુજરાતી સાહિત્યમાં મળી આવે છે. તે તે ચિત્રોનાં ઉદાહરણો પણ નોંધતા જઈશું.

દાસી
સતી
ગૃહિણી

કર્ત્તવ્યપરત્વે સ્ત્રીને એવી ચીતરવામાં આવી છે કે તેને માત્ર કર્ત્તવ્ય જ હોય ને તે માત્ર પુરુષની સેવિકા જ હોય; તેને સ્ત્રીત્વ કે વ્યક્તિત્વ જેવું કાંઈ જ હોય નહિ. શામળનાં સ્ત્રીત્વનાં ચિત્રો આ કક્ષાનાં છે. દા. ત., "પદ્‌માવતીની વાર્તામાં" પુષ્પસેન પ્રતિ સુલોચનાનું ચિત્ર શામળ આ પ્રકારનું દોરે છે. સુલોચના પુષ્પસેનને કહે છે:—

"વ્હેલા વળજો વ્હાલમા કરજો રૂડાં કામ,
એક સ્ત્રી પરણી લાવજો, દેજો મુને ઇનામ."

શોકયને પરણી લાવજો. આ કથન સ્ત્રી કહે તેમાં કવિ ચોખ્ખો એ જ આદર્શ રજુ કરે છે કે સ્ત્રી એટલે ગુલામ.

આવો જ નહિ પણ આની પાડોશમાં રહેતો સ્ત્રીનો સતી તરીકેનો આદર્શ લગભગ આ જ કક્ષાનો ગણાય. જેને સતી સ્ત્રી તરીકે કલ્પાય છે તેનું પણ મહત્ત્વ પતિ તરફ માત્ર કર્ત્તવ્યપરત્વે જ વર્ણવાય છે. તેનું સમાજમાં સ્થાન તેના આનંદો ને તેના વ્યક્તિત્વને પોષતું નથી હોતું પણ પતિની સેવાપરત્વે, પતિ પ્રતિ એક નિષ્ઠાથી પ્રેમપરત્વે જ હોય છે. આવું ચિત્ર સીતા, દ્રૌપદી વગેરે રામાયણ–મહાભારતનાં પાત્રો પૂરું પાડે છે. હાલના સાહિત્યમાંથી દાખલો જોઈતો હોય તો "ઉરતન્ત્ર" માં લક્ષ્મીનું સ્ત્રીત્વ આવું ઉદાહરણ પૂરું પાડે છે.

જેને ગૃહિણી તરીકે ચીતરાય છે, તે પણ આ જ વર્ગમાં આવી શકે છે. દાસીના ચિત્રમાં જ્યારે સ્રીની સેવા પર ભાર હોય છે ને સતીના ચિત્રમાં તેની પતિવ્રતતા પર ભાર હોય છે ત્યારે ગૃહિણીના ચિત્રમાં તેની સમસ્ત કુટુંબપરાયણતા ને કુટુંબસેવા ને તે સેવાને માટે યોગ્યતા પર ભાર મૂકવામાં આવે છે. ગોવર્ધનરામની ગુણસુંદરી આ નમુનો પૂરો પાડે છે. "સરસ્વતીચંદ્ર" ના કોઈ પણ વાચકને તે સમજાય તેવું છે. ગુણસુંદરીનું ચિત્ર ઘણું ઉમદા દોરાયું છે. પરંતુ ઉમદા એક દૃષ્ટિએ જ, ને તે દૃષ્ટિ કર્ત્તવ્યદિષ્ટ.

આ ત્રણ કક્ષાથી ભિન્ન બીજી ત્રણ કક્ષાઓ પણ આપણા સાહિત્યમાં જોવામાં આવે છે. તે કક્ષાઓ સ્રીના સહકારપરત્વે જોવામાં આવે છે. તે જોતાં નીચેનાં ત્રણ ચિત્રો નજરે પડે છે.

સખી
મોહિની
નાયકણ

મિત્ર જેવી રીતે મિત્રના વિચારોમાં ને વર્તનમાં સહકાર આપી શકે તેવી રીતે સ્રી પુરુષના જીવનમાં સહકાર આપે ત્યારે તે તેની સખી બને છે. આ સખીનું ચિત્ર "સરસ્વતીચન્દ્ર"ની કુમુદ પૂરું પાડે છે. રમણલાલના "દિવ્યચક્ષુ"માં રંજન પણ તે કોટિ ઉદાહૃત કરે છે.

પણ સખીત્વથી સંબંધ આગળ વધે ને જે સખી હોય તે આત્માને આકર્ષક ને આહ્લાદક બને ત્યારે તે સુંદરી, પ્રિયા, વા મનોરમા વા મોહિની છે. અને આવું ચિત્ર કાળિદાસની શકુન્તલા કે ઉર્વશી પૂરું પાડે છે. શકુન્તલા દુષ્યન્તની પ્રિયા હતી; ઉર્વશી પુરૂરવાની પ્રિયા હતી. આપણા

સાહિત્યમાં રમણ વકીલ "ઉરતન્ત્ર"માં નિર્મળાનું ચિત્ર આ કક્ષાનું દોરે છે.

આથી આગળ જઈને સાહિત્યકાર જ્યારે સ્રીને પુરુષને લઈ બનાવનાર બનાવે, પાત્રાપાત્રતાનું ભાન ન રાખે, નીતિ-અનીતિનો ખ્યાલ ન રાખે, અને માત્ર પ્રીતિ, પ્રીતિ, ને પ્રીતિનું જ ચિત્ર રજુ કરે ત્યારે સ્રી નાયકણ બને છે. તે ક્યાં તો ગુપ્ત વા સૂક્ષ્મ રીતે નાયકણ હોઈ શકે, કે પ્રકટ વા સ્થૂળપણે તેમ હોઈ શકે. "કાકાની શશી"માં શશીનું ચિત્ર સૂક્ષ્મ નાયકણનું જ ચિત્ર છે, કારણ યોગ્યાયોગ્યની ભાવનાથી દોરવાયા વિના શશી કાકા પ્રતિ પ્રીતિભાવ ધરાવે છે ને કહે છેઃ "કાકા! મને–મને–કાકી નહીં બનાવો ?" સ્થૂળ નાયકણનું ચિત્ર "જયા જયન્ત"માં શેવતી પૂરું પાડે છે.

આ બે કક્ષાત્રિપુટીઓ ઉપર દર્શાવી તે ઉપરાંત બીજી કક્ષાઓ પણ આપણું સાહિત્ય રજુ કરે છે. બે કક્ષાઓ સત્તાપરત્વે સ્રીત્વનાં ચિત્રો રજુ કરે છે, ને તે નીચે પ્રમાણેઃ—

**હૃદયેશ્વરી**

**બલા**

સ્રીને પુરુષના હૃદય પર પ્રેમ નહિ પણ સત્તા ભોગવતી ચીતરવામાં આવે ને તે સત્તા પ્રેમને બળે પ્રેમના પ્રવાહમાં જ વહેતી સત્તા હોય તો તે સ્રીને હૃદયેશ્વરી બનાવે છે. "દિવ્યચક્ષુ"માં રંજન ને પુષ્પા આનાં ઉદાહરણો પૂરાં પાડી શકે છે. પણ જ્યારે તે સત્તા સ્વાર્થને ખાતર હોય, માત્ર પતિને ત્રાસ આપવા ખાતર હોય ને પોતાનું ધાર્યું

કરવા ખાતર હોય કે પીડારૂપ બનવા પૂરતી જ હોય ત્યારે સ્ત્રી બલા બને છે. આવી બલાનું ચિત્ર કનૈયાલાલ મુન્શીએ ઇન્દ્રજિત્ પ્રતિ શિવગૌરીનું રજુ કર્યું છે.

આથી તદ્દન જુદી, દિવ્યતાપરત્વે, ઉમદા વ્યક્તિત્વ-પરત્વે બે કક્ષાઓ જોવામાં આવે છે ને તે નીચે મુજબઃ—

**દેવી**

**પ્રેરણામૂર્તિ**

સ્ત્રીને એવી દેવી ચીતરવામાં આવે કે તે માત્ર પૂજ્યતાનું પાત્ર રહે, ને તે અગમ્ય આદર્શ બને, ત્યારે તે દેવી તરીકે ચીતરાય છે. "જયાજયન્ત" માં જયાનો આદર્શ આ પ્રકારનો છે. પરંતુ તેનામાં દૈવી અંશો કલ્પાય, છતાં તેની માનવતા સચેત રહે અને તેની દિવ્યતા જીવનને ઉન્નતિ તરફ દોરવનાર બને ત્યારે સ્ત્રી પ્રેરણામૂર્તિ બને છેઃ તેનામાં દિવ્યતા હોય છે, પણ સાથે સાથે આકર્ષક, ઉપકારક મનુષ્યત્વ પણ હોય છે. નૂરજહાન જહાંગીરને પ્રેરણામૂર્તિ હતી. જીજાબાઈ શિવાજીને પ્રેરણામૂર્તિ હતી. કુમુદ "સરસ્વતીચંદ્ર" ને પ્રેરણામૂર્તિ હતી.

ગુજરાતી સાહિત્યમાં **પ્રેરણામૂર્તિ સાત્ત્વિક નવ્યાત્મા સ્ત્રીનું**—Ideal Modern Womanનું, ચિત્ર હજી દોરાવાનું છે. કોઈ નીતિપ્રિય સાત્ત્વિક સુધારકની કલમે એ આદર્શ ચિત્રની આપણે આશા રાખી શકીએ.

ઉપર જે જે કક્ષાઓ દર્શાવી તે આપણા સાહિત્યના વાચનમાં તરી આવતી કક્ષાઓ છે. તે કક્ષાઓ અન્યોન્ય વિશ્લેષક નથી, પણ આશ્લેષક પણ થઈ શકે છે.

એક પ્રકારની અભ્યાસક દૃષ્ટિ રજુ કરવાનો જ આ લેખનો હેતુ છે. ઉપલી બધી કક્ષાઓ એકત્રિત રીતે મૂકીએ તો નીચે પ્રમાણે તે રજુ થઈ શકશે.

## સ્ત્રીત્વની કક્ષાનાં વર્ગીકરણો

**કર્ત્તવ્યપરત્વે:**
૧. દાસી.
૨. સતી
૩. ગૃહિણી

**સહકારપરત્વે:**
૪. સખી
૫. સુંદરી
૬. નાયકણ

**સત્તાપરત્વે:**
૭. હૃદયેશ્વરી
૮. બલા

**દિવ્યતાપરત્વે:**
૯. દેવી
૧૦. પ્રેરણામૂર્તિ.

કાળિદાસે ગૃહિણી, સચિવ, ને સખી, તેમ જ પ્રિય શિષ્યાની કક્ષાઓ બતાવી સ્ત્રીત્વનો કર્ત્તવ્યપરાયણ ને સહકાર-પરાયણ આદર્શ રજુ કર્યો છે. સ્ત્રીને કાળિદાસે ઘણો સુંદર, છતાં પુરુષથી ઊતરતો, કે બહુ તો સમાન દરજ્જો આપ્યો છે. પણ સ્ત્રી પુરુષના હૃદય પર દિવ્ય ઐશ્વર્ય ધારણ કરી શકે ને પુરુષની તે પ્રેરણામૂર્તિ પણ બની શકે. એ ચિત્ર કાળિદાસની ભાવનામાં નથી. તે, તે ભાવનાની ઉત્તમતા, છતાં તેની અંશે ઊનતા છે. કોઈપણ વ્યક્તિનો આદર્શ સમાજને ને અન્ય વ્યક્તિઓને ઉપકારક ને પ્રેરણામૂર્તિ બનવાનો હોય તો તે આદર્શ ઉત્તમ આદર્શ ગણી શકાય, અને સાહિત્યકારે સ્ત્રીને તેના અપવાદરૂપ બનાવવાનું કંઈ કારણ નથી.

---

# તૌલનિક ધર્મ

ધર્મનો વિષય પ્રત્યેક મનુષ્યને રસ પડે એવો ગણી શકાય. એ વિષયમાં પૂરતી સામગ્રી સાથે ને વિકસિત બુદ્ધિથી જો મનુષ્ય વિચાર નહિ કરે તોએ અપૂર્ણ બૌદ્ધિક સામગ્રીથી ને આવેશથી કે પૂર્વગ્રહથી પણ તે વિચાર્યો વિના નહિ રહે.

ધર્મના વિષય પર વિશાળ અભ્યાસ ને દૃષ્ટિબિન્દુ ઉત્તેજાય એવા અતિસ્તુત્ય ઉદ્દેશથી શ્રીમંત સરકાર મહારાજા સાહેબે વડોદરામાં ધર્મોના તૌલનિક અભ્યાસને માટે એક અધ્યાપકની નીમણુક કરી હતી. થોડાં વર્ષો સુધી તે નીમણુક ચાલુ રાખી હતી ને ધાર્મિક વિષયોના સંબંધમાં જ્ઞાનવિવૃદ્ધિને અર્થે ઉચ્ચાભ્યાસશિષ્યવૃત્તિઓ સ્થાપી હતી.

અમેરિકામાં છેલ્લી ધર્મ–પરિષદમાં શ્રીમંત મહારાજા સાહેબે નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢ્યા હતા:—

" ધર્મ મનુષ્યને આજીવન આવશ્યકતા છે, સત્યને માટે તે મન્થન છે, ને તે પ્રતિ અમુક રીતે સંલગ્નતા છે. મનુષ્યને સરળ, સબળ, શુદ્ધ ને ગંભીર શ્રદ્ધાની જરૂર હોય છે ".

હિન્દુ વૈદિક, સનાતન, બૌદ્ધ, જૈન એમ ભિન્ન ભિન્ન ધર્મો હિંદુસ્થાનમાં ઉત્પન્ન થયા છે, અને હાલ હિંદુસ્થાનમાં આપણે તે તે ધર્મો તેમ જ જગતના ઇતર મહાન્ ધર્મો જેવા કે ખ્રિસ્તી ને મુસ્લિમ ધર્મના અનુયાયીઓને પશ્ચિમની કેળવણી ને પશ્ચિમની વૈજ્ઞાનિક પદ્ધતિઓને બળે કેળવાયેલા વિશાળ દૃષ્ટિબિન્દુ ધરાવતા જોઈએ છીએ.

વિજ્ઞાનનો અભ્યાસ મનુષ્યને નાસ્તિકતા તરફ આકર્ષે છે. ખાસ કરીને વિજ્ઞાનના અભ્યાસકો અને હાલના સમયમાં બીજા પણ ઘણા મનુષ્યો ધાર્મિક ભાવનાની સાર્થકતાને આનાકાનીથી સ્વીકારે છે. તેમ છતાં, વિજ્ઞાન પણ જ્ઞાનમાં સંપૂર્ણ વિજય તો મેળવી શકતું નથી જ; પરમ સત્યના અન્વેષણમાં અમુક હદે વિજ્ઞાન પણ હિંમત હારે છે. પરંતુ તેમ છતાં ક્યાં તો ઉપલકિયા જ્ઞાનને લીધે કે ક્યાં તો અમુક રીતની સ્વતઃસંતુષ્ટતા ને સ્વમતસંતુષ્ટતાને લીધે જો વૈજ્ઞાનિક પોતાનું જ્ઞાન અલ્પજ્ઞાન છે એમ સમજી શકતો નથી તો તે વિજ્ઞાનજનિત નાસ્તિકતામાં જ મસ્ત રહે છે ને તે ધાર્મિક ભાવનાની સાર્થકતા સમજી શકતો નથી.

" ધર્મનું વર્તમાન ને ભવિષ્ય " (" The Present and Future of Religion " ), એ નામના પુસ્તકમાં સિ. ઇ. એમ. જોડ, લોકો ધર્મમાં દિનપ્રતિદિન ઓછી થતી

સંખ્યામાં શ્રદ્ધા રાખતા થયા છે તેનું કારણ શું હોઈ શકે, તે વિષય ચર્ચતાં નીચે મુજબ કહે છેઃ—

"સો વર્ષ પહેલાં જ્યારે ઓદ્યોગિક પરિવર્તન થયાને પરિણામે એકાદ નવું નગર અસ્તિત્વમાં આવતું ત્યારે લોકોની સૌથી પ્રથમ ઉત્સુકતા ધાર્મિક જરૂરિયાત પૂરી પાડવાની થતી. અને જો તેઓ ફ્રીચર્ચ-પન્થીઓ હોય તો તેમના પર નંખાતા કરોમાં દેવળને માટે નંખાતો કર સૌથી પહેલો હતો. આજે જો દેવળો બંધાય તો તેમાં કોઈ જનાર નહિ નીકળે." ( પૃ. ૧૯ )

આ મુજબ જ હિંદુસ્તાનમાં પણ વસ્તુસ્થિતિ હાલ સત્વર વધે જાય છે. એક વખત એવો હતો કે લોકો મંદિરો ને મસીદો બંધાવવા પાછળ લખલૂટ ખરચ કરતા, હાલ હયાત મંદિરો ને મસીદોમાંની ઘણીમાં પ્રાર્થના માટેની જગાઓ વિષે ઉદાસીનતા માલમ પડે છે ને આ પ્રકારની સ્થિતિ વધુ ને વધુ બળવાળી થતી જાય છે. વિજ્ઞાનના ધસારાના આ જમાનામાં ધારી શકાય એવી જ આ સ્થિતિ છે. પશ્ચિમમાં તેમ જ પૂર્વમાં, વિજ્ઞાનને હાથે ધર્મને વધુમાં વધુ સહન કરવું પડયું છે. આ સ્વાભાવિક છે; કારણ કે વિજ્ઞાને સ્પષ્ટ રીતે તદ્દન ખોટી ને હસનીય જેવી દર્શાવેલી બાબતોને ધર્મ જોરથી વળગી રહે છે; ઉ. દા. તરીકે, હિંદુ લોકો ગ્રહણના કારણની બાબતમાં.

એક બાજુ તરફ ધર્મ શાશ્વત સત્યો પ્રતિપાદિત કરે છે એમ કહેવામાં આવે છે. એમ કહેવામાં આવે છે કે પેગંબરો, સંતસાધુઓ, ને ધર્મસ્થાપકોએ શિખવેલા

ધાર્મિક આદર્શો, શ્રદ્ધાઓ, આચારો અને રૂઢિઓને સદા માન આપવું જોઈએ એમ ધાર્મિક પુરુષો માને છે. ત્યારે બીજી બાજુ તરફથી નવા યુગની નવી માગણીઓ એવી હોય છે કે ધર્મને વધારે સમાજોપયોગી કરવો જોઈએ, વધારે જમાનાને સ્વીકાર્ય, મુશીબતોમાં વધારે સરળતા કરી આપનાર બનાવવો જોઈએ. નવા યુગની ઓછામાં ઓછી માગણી આ પ્રકારની હોય છે. જાણે આધ્યાત્મિક ને સામાજિકનો વિરોધ પડે છે. ધર્મ આધ્યાત્મિક બાબતો સાચવતો, ત્યાં નવો યુગ ધર્મ પાસે સમાજિક બાબતોની દરકાર લેવાની માગણી કરે છે. હિન્દુધર્મ, મુસ્લિમ ધર્મ, ઝરથોસ્તી ધર્મ, બૌદ્ધ ધર્મ, ને ખ્રિસ્તિ ધર્મ જે શાશ્વત સત્યો પર ભાર મૂકતા તે સત્યો મનુષ્યજીવનના વિખૂટા જેવા ગણાતા આધ્યાત્મિક અંશને માટે જ જાણે સંકુચિત રહેતાં થયાં છે, ને સામાજિક જીવન જાણે તેનાથી અનવલિપ્ત હોય એવી રીતે તે ધર્મમાં કાંઈક વલણો થયાં છે. આથી વિરુદ્ધ, નવો યુગ પરલોકની ને આધ્યાત્મિક બાબતોમાં નહિ પણ આ લોકની ને સમાજિક બાબતોમાં ધર્મે મદદગાર બનવું જોઈએ એવું ઇચ્છે છે, એવું ઇચ્છે છે કે દૈનિક જીવનના સમાજોપયોગી કાર્ય કરવા પણ ધર્મે ઉદાસીન ન રહેવું જોઈએ. તેથી દેખીતું છે કે હાલના સમયના આપણા સામાજિક પ્રશ્નો, જેવા કે અસ્પૃશ્યતા, દલિતોદ્ધાર, જ્ઞાતિ ને વર્ગોનો ઉચ્છેદ, સગવડોનું સમીકરણ વગેરે વગેરે પ્રશ્નોના સંબંધમાં શાશ્વત સત્યોની વાત કરી ધર્મ ઉદાસીનતા દર્શાવે એ બની શકે નહિ. તે તે પ્રશ્નોનું નિરાકરણ નવો યુગ સ્વીકારે એવું ધર્મે કરવું જોઈએ. તે કરવાને પ્રયત્ન

નથી થતા તેથી જ લોકોના મોટા ભાગ પર ધર્મનાં કેટલાંક ઉચ્ચ ને ગહન સત્યો અસર કર્યા વિનાનાં, માત્ર શાબ્દિક સત્યો જેવાં જોવામાં આવે છે. બૃહદારણ્યક ઉપનિષદનાં નીચેનાં વચનો વાંચતાં આપણે આધ્યાત્મિક અદ્વૈતના ઉચ્ચ આકાશમાં ઉડ્ડયન કરતા હોઈએ તેમ આપણને લાગે છે.

**अत्र पिताऽपिता भवति माताऽमाता लोकाऽलोका देवाऽदेवा अत्र स्तेनोऽस्तेनो भवति भ्रूणहाऽभ्रूणहा चाण्डालाऽचाण्डालः पौल्कसोऽपौल्कसः श्रमणोऽश्रमणस्तापसोऽतापसो ऽनन्वागतं पुण्येनान्वागतं पापेन तीर्णो हि तद् सर्वाञ्छोकान्हृदयस्य भवति ।**

આત્મજ્ઞાનની આ પરમ શુદ્ધ અવસ્થામાં પિતા પિતા નથી, માતા માતા નથી, લોક લોક નથી, દેવો દેવો નથી, વેદો વેદો નથી. આ સ્થિતિમાં ચોર ચોર નથી, બ્રહ્મહત્યા કરનાર બ્રહ્મહત્યા કરનાર નથી, ચાંડાલ ચાંડાલ નથી, પૌલ્કસ પૌલ્કસ નથી, શ્રમણ શ્રમણ નથી, ને તાપસ તાપસ નથી. તે સ્થિતિમાં પુરુષ પાપ કે પુણ્યથી અન્વિત નથી ને તે શોકમાત્રથી પર હોય છે.

આ ઘણી ઉચ્ચ ભાવના છે; પણ આ પ્રકારનું અધ્યાત્મજ્ઞાન મનુષ્યમાં સમાજવિરક્તતા આણે છે તેનું ઉદાહરણ છે.

આ પ્રમાણે ધર્મની ભાવનાથી કોઈ વાર જેમ વ્યક્તિનીડરતા ને સમાજવિરક્તતા પોષાય છે તેમ કોઈ વાર અજ્ઞાન ને અંધશ્રદ્ધા પણ પોષાય છે, ને કોઈ વાર વળી સ્વાર્થ, તિરસ્કાર ને ક્રૂરતા પણ પોષાય છે. ધર્મ ને યુદ્ધના સંબંધ વિષે લખતાં જોડ નીચે મુજબ કહે છેઃ—

"બળ તે ન્યાય નથી તેમ જાણતાં છતાં તેઓ (યુરોપના લોકો) તેથી વિરુદ્ધ વર્તતા હતાઃ બીજા પક્ષના જેટલા માણુસોને હણાય એટલાને માત્ર હણવાથી જ જાણે પોતાના પક્ષનો ન્યાય સાબીત કરવાનો રસ્તો હોય તેમ તેઓ વર્તતા હતા. વિકટોરીઆ રાણીના જમાનાના માણુસો ઇશ્વિરમાં સજ્જડ શ્રદ્ધા રાખતા ને થોકડેબંધ સંખ્યામાં દેવળમાં પ્રાર્થના કરતા. તેમનો ઈશ્વર, તેઓ ખચીત, કીનાબાજ, ઈર્ષ્યાળુ વૃદ્ધ પુરુષ તરીકે કલ્પતા; તે ઇશ્વર તેમની પ્રજાનો માનીતો દેવ હતો ને તે ઘણો જ ખુલ્લી રીતે પક્ષભાવનાવાળો કલ્પાતો, અને લોહીનો તરસ્યો, ખાસ કરીને જર્મન પ્રજાના લોહીનો તરસ્યો ગણાતો. ઇશ્વરની આવી કલ્પનાની સામે યુવકો સખ્ત વિરોધ દર્શાવતા થયા. તેઓ કહેતા કે જો આ ઇશ્વર, આ સત્ત્વ હોય જ અને—અમે આશા રાખીએ કે તેવું છે જ નહિ —તો ખચીત જ અમે એની પ્રાર્થના ન કરીએ. તો પછી દેવળની અંદર એ ઇશ્વરની અત્યન્ત પ્રશંસાનાં વચનોથી અમારી જાતને કંટાળો તો ન જ આપી શકીએ. (એવી વાત જ, એવી ભાવના જવા દો.) દિવસ સુંદર છે, (વાદળાં છે નહિ): ચાલો, આવા ઇશ્વરના વિચારમાં ગુંથાવા કરતાં મોટરમાં ફરવા જઈએ". (પૃ. ૭૧, ૭૩, The Present and the Future of Religion.) હાલના જમાનાની આ સ્થિતિ છે તે જોતાં, શ્રદ્ધાના વિષય તરીકે ધર્મ ઘણાનું આકર્ષણ નથી કરતો, એ બાબત આપણને આશ્ચર્ય પમાડતી નથી. અને તેમ છતાં એટલું પણ ખરું કે મનુષ્યસ્વભાવ ને મનુષ્યની ભાવનાઓ વસ્તુતઃ જેવાં છે

તે ધ્યાનમાં લેતાં આપણને લાગે છે કે ધર્મ, આસ્તિકતા મનુષ્યમાનસની સ્વાભાવિક આવશ્યકતા છે, ને અધર્મ, નાસ્તિકતા માનસિક ક્ષય છે, માનસિક સંધિવા છે.

તેટલા માટે ઇચ્છવાજોગ છે કે જુદી જુદી સંસ્કૃતિઓને વિષે જુદા જુદા ધર્મોએ શા શા લાભાલાભ કર્યા છે તે બાબતનો ઐતિહાસિક ને માનસિક દૃષ્ટિએ અભ્યાસ કરવો જોઈએ. આવો અભ્યાસ માણસની વિસ્તૃત સંસ્કૃતિનો અંશ ગણાશે, ને તેટલા માટે જગતના નિદાન મોટા ધર્મોનો તૌલનિક અભ્યાસ ઇચ્છનીય છે. આ પ્રકારનો તૌલનિક અભ્યાસ ધર્મના તત્ત્વજ્ઞાનનો ને ધર્મના ખરા રહસ્યનો બરાબર ઉત્તેજક બનશે. આવો અભ્યાસ ઘણો ઉપકારક થવા સંભવ ધરાવે છે, કારણ કે મુસાફરીની વધી ગયેલી સગવડોને લીધે, ને સંસ્કૃતિઓને પરસ્પરના સંબંધમાં આણે એવી બીજી ઘણી સગવડો પણ વધી ગયેલી હોવાને લીધે, વિચારોના પરસ્પર સંબંધ ને વિચારોની પરસ્પર અસર અગાઉના વખતોમાં કોઈ પણ વાર શક્ય હતાં તેના કરતાં હાલ વધારે સહેલાઈથી શક્ય બન્યાં છે.

ભવિષ્યમાં ધર્મ સ્વીકાર્ય થાય તે માટે બે શરતો તેણે પાળવી પડશે. પહેલી શરત મનુષ્ય મનુષ્યના સંબંધોને વિષેની છે, ને બીજી મનુષ્યના સૃષ્ટિમાત્રની સાથેના સંબંધને વિષેની છે. બીજી શરત પરાપૂર્વના વખતથી લગભગ બધે જ ધર્મો પાળવાને પ્રયત્ન કરી રહ્યા છે. બાહ્ય સૃષ્ટિથી ઉત્પન્ન થયેલી મુશીબતો, ને દેખીતી નિષ્ઠુરતા ને ઉદાસીનતાની સામે આશ્વાસન આપે એવા વિચારો આપીને ધર્મો એ

શરત પાળવા મથી રહ્યા છે. આમ કરવા જતાં ધર્મભાવનાઓ વિજ્ઞાનનાં સત્યોની સાથે વિરોધમાં આવી છે, અને પ્રગતિશીલ જ્ઞાનની સાથે સાથે ધર્મો પ્રગતિ સાચવી રહ્યા ન હોવાને લીધે, કોઈ કોઈ વખતે તેમની ઊણપોના પ્રમાણમાં તે ટીકાને પાત્ર બન્યા છે, વળી કોઈ કોઇ વખતે હાસ્યને પાત્ર પણ બન્યા છે, કોઈ વખતે ઉદાસીનતાથી જોવાયા છે, તો વળી કોઈ વખતે મનુષ્યને સીધી રીતે નુકશાનકારક તરીકે પણ ગણાયા છે. ભવિષ્યના ધર્મોમાં વિજ્ઞાનનાં સત્યોની સાથે વિરોધમાં આવે એવા આચાર-વિચારોનો બહિષ્કાર થવો જોઈશે. પણ ઉપર બે શરતો કહી તેમાંની પહેલી શરત બીજી કરતાં પણ વધારે અગત્યની છે. આધ્યાત્મિક જ્ઞાન ઇચ્છનાર મનુષ્યના નિવાસમાં વિચારના વિષયમાત્રો ન રહેતાં, જો ધર્મો જીવંત બળ બનવા માગતા હોય, તો આપણા જમાનાનાં મોટાં સંકટોનું નિરાકરણ કરવા તેમણે તે તે વિષયો હાથ ધરવા જોઈએ ને તેના પર વિચારોનો પ્રકાશ પાડવો જોઇએ ને તજ્જનિત દુ:ખોમાં શાન્તિ મળે એવું વાતાવરણ ઉત્પન્ન કરવું જોઈએ: આ સંકટો—જમીનનાં ને દરિયાનાં લશ્કરો, ગરીબાઈ ને આર્થિક ઈર્ષ્યા અને અસમાનતાઓ, પ્રજાકીય ને આન્તરપ્રજાકીય સ્વાર્થ, અરે! નાનાં નાનાં સંકટો સુદ્ધાં—સાધારણ સામાજિક વિષયોનાં, જેવાં કે સંતતિનિયમન, કાયદેસર બાળહત્યા, મરણપર્યંત અપવાસ, ચામડીના ને ન્યાતજાતના અને વર્ગોના ભેદો, વગેરે વગેરે,—આવાં સંકટો ને આવા વિષયોના સંબંધમાં ઉદાસીન રહીને ધર્મો ભવિષ્યમાં જીવંત રહી શકે એ અસંભવિત છે. આવાં સંકટો ને આવા વિષયોના

સંબંધમાં ધર્મોએ શાન્તિ ને સમાધાન અર્પે એવા વિચારો, એવા માર્ગ પોષવા જોઈ શે. મનુષ્યના ભલાને માટે કોઇ જાતની યોજનાઓમાં ધર્મોએ સક્રિય પ્રવૃત્તિઓ આદરવી જોઈ શે. આવી બાબતોથી અલગ રહીને ને તેને વિષે તદ્દન ઉદાસીનતા રાખીને માત્ર શ્રદ્ધાના વિષય તરીકે, કે આ કે તે મંદિરમાં એક કે બીજા પન્થની પ્રાર્થના કે આચાર-વિચારના વિષય તરીકે, એક કે બીજા આચાર્યના આશ્રય નીચે કે એક કે બીજી અધ્યાત્મવિદ્યાના પ્રચારક સાધન તરીકે ધર્મો જીવતા રહી શકે એ લગભગ અસંભવિત જેવી બાબત છે.

જુદા જુદા ધર્મો ફેરફાર પામતી સમાજહિતની ને સમાજાવશ્યકતાની બાબતોને કેટલે દરજ્જે બંધબેસતા રહ્યા છે તે સંસ્કૃતિના દૃષ્ટિબિન્દુએ વિચારવા જેવી બાબત છે. એવો અભ્યાસ માણસને પોતાના ધાર્મિક આદર્શોના ઘડતરમાં સહાયકારક અભ્યાસ નીવડશે. એવો અભ્યાસ કોઈ વાર કોઈ મહાન્ પેગંબર કે ધર્મોપદેશક કે સાધુ પુરુષના જીવનમાંથી મળતા બોધોની દ્વારા પ્રાપ્ત થઈ શકે. મહાત્મા ગાંધી, જેમનું જીવન આપણને અલિખિત ધર્મ-પુસ્તકતુલ્ય છે ને જેનાં કૃત્યો તેવા પુસ્તકના પરિચ્છેદો જેવાં છે, તેમના જીવનદ્વારા આવો પ્રકાશ ધર્મની બાબતમાં આપણને હિંદુસ્થાનના વતનીઓને હાલના સમયમાં કેટલો બધો મળે છે તે આપણે જાણીએ છીએ. તે જ રીતનાં ઈસુ ખ્રિસ્તનાં જીવન ને કૃત્યો, મહમ્મદનાં જીવન ને કૃત્યો, શંકર, રામાનુજ, વલ્લભ, કબીર, ચૈતન્ય, રાજા રામમોહન

રાયનાં જીવન ને કૃત્યો, અને જ્ઞાન, કર્મ, કે ભક્તિ કે પ્રાર્થનાના માર્ગ પર ભાર મૂકનાર વિચારસરણિઓ અનુસરનારાનાં જીવન ને કૃત્યો હતાં. પરંતુ આવી રીતે મળતું ધાર્મિક આદર્શોનું ઘડતર વત્તાઓછા નસીબ ને સદ્‌ભાગ્યને વશ બાબત ગણાય; મહાન્ ને સાધુ પુરુષોના ધાર્મિક સમાગમમાં આવવું એ આપણા હાથની બાબત નથી. એવી રીતની ધાર્મિક આદર્શોને મળતી મદદ મેળવવા ઈરાદાપૂર્વક ને વ્યવસ્થિત રીતે પ્રયત્ન કરવો એ તેનાથી જુદી બાબત છે. આવો વ્યવસ્થિત પ્રયત્ન ને તે વળી ઘણો હિતકારક ગણાય તેવો પ્રયત્ન ધર્મોનો તૌલનિક અભ્યાસ છે. ધર્મોની ઉત્પત્તિ, સત્યો, ને સિદ્ધાન્તો જેવી માત્ર તાત્ત્વિક બાબતોને વિષે નહિ, પણ ધર્મોના સામાજિક દૃષ્ટિબિન્દુઓ પર કેન્દ્રભૂત થતો ધર્મોનો અભ્યાસ સમાજહિતના નીતિશાસ્ત્રના અભ્યાસને વિષે સુંદર પ્રાવેશિક અભ્યાસ બનશે.

ધર્મને કોઈ પણ વિજ્ઞાનની કોટિ પર મૂકી શકાય નહિ, ને તેમ છતાં વિજ્ઞાનના વિષયમાં આપણાં હિત વૃદ્ધિગત થતાં ગયાં છે તેને લીધે, વિજ્ઞાનની કસોટીએ એટલે કે બૌદ્ધિક પ્રમાણોથી ધાર્મિક વિચારોની પરીક્ષા કરવાનું વલણ આવશ્યક બન્યું છે. તૌલનિક ધર્મનું રહસ્ય એવા બૌદ્ધિક વલણમાં સમાયેલું છે; મતલબ કે તૌલનિક ધર્મ અન્ધ શ્રદ્ધા પર આધાર રાખતો નથી, પણ તુલના કર્યા પછી વિવેચનને પરિણામે વિચાર થાય તેના પર આધાર રાખે છે. એવી તુલનાઓને પરિણામે જાણવાલાયક

સામાન્ય વિચારો પર આપણે આવીએ છીએ. ઉદાહરણ તરીકે, એવી તુલનાઓથી આપણને માલમ પડે છે કે ધર્મગુરુઓ ને પુરોહિતોનો જુદો વર્ગ જ્યાં જ્યાં અસ્તિત્વમાં આવે છે ત્યાં ત્યાં સર્વત્ર ધાર્મિક આચારો અસરળ, સંકીર્ણ સ્વરૂપ ધારણ કરે છે. આપણે કહી શકીએ કે જેમ જેમ ધર્મગુરુઓનું બળ ઘટતું જાય છે તેમ તેમ ધાર્મિક આચારો વધુ ને વધુ સરળ બનતા જાય છે, ને તેને પરિણામે, કેટલીક વાર ધર્મનો આત્મા, ધર્મનું ખરું સ્વરૂપ વધુ ને વધુ વિશુદ્ધ બનતું જાય છે. વધારામાં, તુલનાથી એમ માલમ પડે છે કે અગાઉના સમયોમાં ધાર્મિક આચારો મુખ્યત્વે સામાજિક વા સમૂહમાં આચરવાના બનાવો હતા, ને મંદિરોમાં, યાત્રાના સ્થળોમાં, સામૂહિક પ્રાર્થનાઓમાં, વગેરે વગેરેમાં સામાજિક વાતાવરણોને બળે ધાર્મિક અનુભવોના આન્તર ને બાહ્ય ઉદ્રેક વૃદ્ધિગત પામ્યા છે. જન્મ, દ્વિતીય જન્મ વા ધાર્મિક જીવનમાં પ્રવેશ–દીક્ષા, લગ્ન, મરણ, એ જીવનના ગંભીર ને અસરકારક બનાવો છે, એટલું જ નહિ પણ જન્મ, લગ્ન, મરણ તો ગહન, અપૃથક્કરણીય બનાવો છે, અને વિજ્ઞાનો ઘણાં વધ્યાં છે છતાં આ બનાવોની ગહનતા, તેમની અપૃથક્કરણીયતા તો તેવીને તેવી જ રહી છે. લગભગ બધા સમાજોમાં, આ બનાવોની સાથે જોડાયેલી ધાર્મિક ક્રિયાઓ ઘણી ગંભીરતા દર્શાવે છે, અને આ બનાવો ગહન હોવાને લીધે આ ધાર્મિક ક્રિયાઓ, સમગ્ર રીતે જોતાં, જુદા જુદા સમાજોમાં જૂના વખતથી જે સ્વરૂપમાં હતી તેમાં કયાં તો કાંઈ પણ ફેરફાર થયા વિનાની રહી છે કે બહુ તો નહિ જેવા ફેરફારવાળી રહી છે. એટલું જ નહિ

પણ ઉચ્ચ ને નીચ જન્મ, દુઃખ, જન્મજનિત અપૂર્ણતાઓ જેવી જીવનની અસમાનતાઓના સંબંધમાં પણ કાંઇક ગહનતા હોય છે; અને જો કે મનુષ્યની બુદ્ધિએ આ બાબતોની ગહનતાઓ સમજવાને મન્થન કર્યાં છે ને ન નિરાકરણ કરાય એવી બાબતોનું નિરાકરણ કરવા યત્ન કર્યો છે, છતાં આ ગહનતા ચાલુ છે. અને જો જગતની અઘટિત ઘટનાઓ, ન સમજાય એવી બાબતોની ક્રૂરતા સમક્ષ મનુષ્ય ગુંચવાઈ જાય છે એ ખરું છે, તો એ પણ વળી ખરું જ છે કે સુંદરતા ને ભવ્યતાની આનન્દદાયક પીછાણમાં પણ એવી જાતનું ગહન કે અપૃથક્કરણીય તત્ત્વ સમાયેલું છે કે તેની સમજુતી વિજ્ઞાન આપી શકતું નથી, અને તેટલા માટે બુદ્ધિથી પર એવી રીતના જ્ઞાનને માટે, અર્થાત્ ધાર્મિક જ્ઞાનને માટે હંમેશાં સ્થાન ને ઇચ્છા રહેશે જ. સુંદરતા ને ભવ્યતાની સાથે ધાર્મિક આચારો કાંઈ વ્યર્થ રીતે જોડાયા નથી હોતા, ને તેમ જ કળાએ પણ આપણા ધાર્મિક આદર્શોમાંના કેટલાક ઊંડામાં ઊંડા આદર્શોને વિકસિત કર્યા છે તે કાંઈ વ્યર્થ રીતે તેમ બન્યું નથી.

તેટલા માટે સંસ્કારિતાના પોષક તરીકે ધર્મની અગત્ય ઘણી છે, ને ધર્મોનો સંસ્કારિતાની દૃષ્ટિએ બરાબર અભ્યાસ માત્ર તૌલનિક અભ્યાસપદ્ધતિએ જ થઈ શકે. મનુષ્ય ધાર્મિક શ્રદ્ધાની બાબતો વિષે કાંઈ પણ રસ લેતા ન હોય, તેમ છતાં સંસ્કારિતાના પોષણમાં ધર્મોએ બજાવેલી સેવામાં એને હંમેશ રસ હોઈ શકે.

તુલનાત્મક દૃષ્ટિથી ધર્મો સમગ્ર રીતે સરખાવી શકાય. એક ધર્મ કઈ જાતના જીવન પર ભાર મૂકે છે તેનો અભ્યાસ કરી શકાય ને એક ધર્મનું બીજા ધર્મની સાથે એ દૃષ્ટિથી વિવેચન કરી શકાય. દાખલા તરીકે હિન્દુધર્મ બૌદ્ધિક ને અક્રિય છે, ને મુસ્લિમ ધર્મની પેઠે ખ્રિસ્તીધર્મ પ્રાર્થનાનિષ્ઠ ને સક્રિય છે, એમ મુખ્ય તુલના કરી શકાય; અથવા તો આપણે એવી દૃષ્ટિએ સરખામણી વિચારી શકીએ કે પ્રાર્થનાની બાબતમાં ખ્રિસ્તી ધર્મ ને મુસ્લિમ ધર્મ પુરુષગુણધારી સત્ત્વને વિષે અનુરક્ત છે કે કેમ, બુદ્ધધર્મ અપૌરુષ સત્ત્વને વિષે અનુરક્ત છે કે કેમ, વગેરે વગેરે. અથવા તો ધર્મોની તુલના તેમની ઉત્પત્તિ ને ઐતિહાસિક વિકાસની દૃષ્ટિએ કરી શકાય. અથવા ધર્મો ઓછાવત્તા વિકાસશીલ રહ્યા હોય તે રીતે તેમની સરખામણી કરાય. અથવા તો તેમની સામાજિક ઉપકારકતાની દૃષ્ટિએ સરખામણી કરાય, વગેરે. આવી જાતની તુલનાઓ ભિન્ન ભિન્ન ધર્મોનાં મુખ્ય તત્ત્વોને ને તેમનાં સનાતન સત્યોને બહાર આણી શકે – એવાં સનાતન સત્યોને કે જે જીવનને દોરવનાર મુખ્ય પ્રકાશ જેવાં ગણાતાં હોય, ને એવાં હોય કે જે વિજ્ઞાનની વધુમાં વધુ પ્રગતિથી પણ અસ્પૃષ્ટ ને અચ્છિન્ન હોય. આવી તુલનાઓ બતાવશે કે જો કે ધર્મો ઘણા છે, છતાં બુદ્ધિ એક છે; એમ બતાવશે કે ધર્મોના ભેદ તો માત્ર સંકુચિત દૃષ્ટિવાળો માણસ જ જોશે, પણ વિશાળ દૃષ્ટિવાળો માણસ તો પન્થો ને ધર્મોની ભિન્નતાઓથી આહ્લાદિત થશે, ને એટલું જ નહિ પણ વિજ્ઞાન ને ધર્મના વિરોધથી પણ આહ્લાદિત થશે. ખરો ધર્મ રૂઢિસ્થાપિત

ધર્મ નથી, પણ પ્રગતિશીલ ધર્મ છે. તેવા ધર્મને વિજ્ઞાનને હાથે ડરવાનું કશું કારણ નથી, ને એવા ધર્મનાં મૂળ તૌલનિક અભ્યાસથી વધારે ને વધારે મજબૂત થતાં જાય છે. એવો અભ્યાસ જગતના મોટા મોટા ધર્મોનાં મુખ્ય સત્યોને બુદ્ધિપૂર્વક રીતે સમજવાનો માત્ર એક જાતનો પ્રયત્ન છે.

## જ્ઞાતિ-ઉત્કર્ષ

### સ્નેહવશ જગત્

**સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

મુંબઈના વડનગરા નાગર બ્રાહ્મણોના આપના મંડળના માનદ મન્ત્રીશ્રીનો થોડા દિવસ પર મારા પર આમન્ત્રણનો પત્ર આવ્યો, તેમાં તેમણે લખ્યું હતું કે મંડળની વ્યવસ્થાપક સમિતિએ આ વર્ષના* મેળાવડાના પ્રમુખ તરીકે મને પસંદ કર્યો છે, અને મને આમન્ત્રણનો સ્વીકાર કરવા વિનંતી કરી હતી. કેટલાંક કારણોને લીધે મેં આમન્ત્રણ સ્વીકાર્યું નહિ. ત્યાં તો ટૂંક મુદ્દતમાં ઓળખીતો સિપાઈ હેડમાં પૂરે, એ મુજબ મારા સન્મિત્ર ભાઈ હરસિદ્ધભાઈનો મારા પર પકડહુકમ છૂટયો. ઘણા કુશળ ધારાશાસ્ત્રીઓને સામા પક્ષની

---

*૭-૪-૧૯૨૯

નિર્બળતા પકડતાં ને તે પર હુકમો કરતાં આબાદ આવડે છે. લાંબીટૂંકી જવા દઈને ભાઈ હરસિદ્ધભાઈએ મારા પર અંગત આગ્રહ કર્યો, ને ઍડ્વોકેટની ફત્તેહ થઈને અધ્યાપકનો પરાજય થયો, તે આપ જોઈ શકો છો. મારું જીવનસૂત્ર Love rules supreme, જગત્ સ્નેહને વશ છે, એ હોવાથી સિદ્ધાન્તવિરોધે વા કારણવિરોધે જે કાર્ય કરવા હું તત્પર હોતો નથી, તે જ કાર્ય સ્નેહસંયોગે હું ખુશીથી કરું છું. આપે મારા પ્રતિ દર્શાવેલાં સ્નેહભાવ ને સન્માનવૃત્તિને માટે હું આપનો ઉપકૃત છું.

## મિત્રમંડળ

આપના મંડળની પ્રવૃત્તિઓને વિષે મને સંપૂર્ણ માહીતી નથી. હું એટલું જાણું છું કે કેળવણી ને સમાજ સંબંધી બાબતોને વિષે એ ઉપકારક પ્રવૃત્તિઓ આદરી રહ્યું છે. થોડાંક વર્ષ પહેલાં જ્ઞાતિક્ષોભનાં અમુક કારણોને લીધે સુરતમાં અમારે એક મંડળ ઊભું કરવું પડ્યું હતું. એ અમારું મંડળ 'મિત્રમંડળ'ના નામથી પ્રખ્યાત છે. એ મંડળની પાસે આપના મંડળની પાસે છે એવી આર્થિક સંપત્તિ નથી, અને એ મંડળ આખું વર્ષ સતત પ્રવૃત્તિ રાખી શકતું નથી, છતાં સંમેલનને પ્રસંગે એકાદ માસ તે જે જે પ્રવૃત્તિ યોજે છે તે એવી પ્રેરક ને રસિક હોય છે કે આબાલવૃદ્ધ સ્રીપુરુષ સર્વને એ અત્યન્ત શ્રેયસ્કર સંસ્થા થઈ પડ્યું છે. મુખપાઠો, સંગીત, નિબંધો, ચિત્રકામ, ગુંથણકામ, સાથીઆ વગેરેની વિવિધ સ્પર્ધાઓની યોજનાઓ રચી એ મંડળ બાળકોને અને યુવકયુવતીઓને પોતાની

શુભ પ્રવૃત્તિના ક્ષેત્રમાં આનન્દથી આકર્ષી શકે છે. ન્યાતની સ્ત્રીઓના ગરબાઓની યોજનાથી એ મંડળ સમસ્ત સ્ત્રીવર્ગને પણ ઉપકારક થઈ શકયું છે. આવી કાર્યપદ્ધતિ આપનું મંડળ સ્વીકારે છે કે નહિ તેની મને માહીતી નથી. જો તે તે સ્વીકારતું હોય તો તે સ્તુત્ય છે ને જો તેમ ન હોય તો તે દિશામાં પણ પ્રવૃત્તિ આદરવા મિત્રભાવે મારી સૂચના છે. નાનીમોટી ઘણી પ્રવૃત્તિઓ આપના મંડળની એવી હોય કે તેથી દૂર દૂરનાં આપણાં જ્ઞાતિજનોને લાગે કે મંડળ 'અમારું છે', તો સમસ્ત ગુજરાત ને કાઠિયાવાડની સંગીન સહાનુભૂતિ આપ નિઃશંક ને આપોઆપ મેળવી શકશો જ; કારણ કે કામ કર્યું તેણે કામણ કર્યું, એ નિયમ જેમ વ્યક્તિલક્ષી સત્યતા ધરાવે છે, તેમ જ સમાજલક્ષી સત્યતા પણ તેવી જ રીતે ધરાવે છે.

## કેળવણીની અગત્ય

સમાજમાં કોઈ પણ લોકસમૂહનું સ્થાન તેની કેળવણી પર આધાર રાખે છે. પાશ્ચાત્ય પ્રજાઓની આબાદી મોટે ભાગે તેમની કેળવણી પર આધાર રાખે છે. આપ કહેશો કે તેમની પ્રગતિ ત્યાંના વેપારરોજગારને લીધે છે; તો તેનો ઉત્તર સરળ છે ને તે એ કે તેમનો વેપાર-રોજગાર તેમની કેળવણીને લીધે વ્યવસ્થિત હોય છે. આપ કહેશો કે તેમની પ્રગતિ તેમની રાજકીય સ્વતંત્રતાને લીધે છે; તો તેનો ઉત્તર પણ સરળ છે ને તે એ કે તેમની સ્વતંત્રતા તેમની કેળવણીને લીધે વ્યવસ્થિત બનેલી છે. પ્રાશ્ચાત્ય પ્રજાઓ પ્રત્યેક પ્રશ્નનું નિરાકરણ, પછી ભલે તે

પ્રશ્ન સામાજિક હોય, કૌટુમ્બિક હોય વા નાગરિક હોય–તે તમામ પ્રશ્નોનું નિરાકરણ પોતાના ને પોતાના પાછલા જમાનાના જ્ઞાનનો ઉપયોગ કરીને વ્યવસ્થિત રીતે કરે છે; તેથી તેમની પ્રગતિ વખતોવખત થઈ જ ચાલી ગઈ છે. આપણે ત્યાં તો પ્રથમ આપણું સમાજબંધારણ હાલ તમોગુણપ્રધાન હોવાને લીધે ગતિ જ ઓછી થાય છે તો પછી પ્રગતિ ધાર્યો કરતાં ઓછી થાય તેમાં અચંબો પામવા જેવું કશું નથી. એટલું જ નહિ પણ આપણે તો અપગતિ, અધોગતિ, ને અવગતિથી ચેતતા રહેવાની જરૂર હોય છે.

## આપણી ન્યૂનતાઓ

સમય હતો કે જ્યારે બ્રાહ્મણો ને તેમાં પણ નાગર બ્રાહ્મણો કેળવણીમાં અગ્રસ્થાન ભોગવતા હતા. એવું અભિમાન ધરાવી શકીએ એવો સમય હવે રહ્યો નથી, ને ભૂત ગૌરવનું યશોગાન કંઈ વર્તમાનકાળમાં યશઃસિદ્ધિની ગરજ સારી શકતું નથી. કેળવણીની બાબતમાં આપણી કોમ ઉદાસીન તો નથી જ, પણ અન્ય કોમોની સરખામણીમાં તે ધીમે ધીમે પાછળ હઠતી જાય છે. પ્રથમ, આપણી કેળવણી સાર્વક્ષેત્રિક નથી. આપણા યુવકોનો મોટો ભાગ સાહિત્ય ને કાયદાવિષયક કેળવણી તરફ દોરવાય છે. જોઈએ તેટલી સંખ્યામાં ઈજિનેરી, દાક્તરી, વિજ્ઞાનની ને વેપારની કેળવણીમાં તેમનું આકર્ષણ થતું નથી. બીજું, આપણી કોમના યુવકોમાંથી મોટા ભાગનું વલણ સાધારણ ઇયત્તાની કેળવણી પ્રાપ્ત કરવાનું હોય છે; ઉચ્ચ પ્રકારની કેળવણી મેળવવી

કે કોઈપણ વિષયમાં પારંગતતા પ્રાપ્ત કરવી, એ તરફ જોઈએ તેટલા શ્રમ લેવાતા નથી. પ્રગતિની અપેક્ષાએ આ શોચજનક લેખાય. જો આપણી જ્ઞાતિના યુવકોનું કેળવણી-કોષ્ટક તૈયાર કરવામાં આવે, ને તે કોષ્ટક graph અથવા રેખાચિત્રની મદદથી બોધક કરવામાં આવે તો આપણી ન્યૂનતાઓનું, આપણી ગતિ, પ્રગતિ, કે અધોગતિનું આપણને વખતોવખત ભાન થઈ શકે. વાર્ષિક નહિ તો આવું કાર્ય ત્રિવાર્ષિક રીતે ધારે તો આપનું મંડળ કરી શકે; કારણ કે કેળવણીનું કેન્દ્રસ્થાન મુંબઈ છે ને આપનું મંડળ પણ મુંબઈમાં છે.

## યુવકોને માટે શું કરવું?

ઇંગ્લૅંડ, અમેરિકા, ને જર્મની જઈને ઉચ્ચ કેળવણી મેળવનારાઓની સંખ્યા પ્રતિવર્ષ વધતી જાય છે. સ્થાનિક કેળવણીપદવીઓની જે મૂલ્યઆંકણી થોડાં વર્ષ પહેલાં હતી તે આજે રહી નથી. કોઈ પણ શાખાના સ્નાતકની પદવી આજે મૂળાના શાક જેવી થઈ પડી છે. પરન્યાતોમાંથી ને પરકોમોમાંથી સંખ્યાબંધ યુવકો પરદેશ જઈ વિદેશપ્રાપ્ય કેળવણી લઈ આવ્યા જાય છે, ને તેવી રીતે વિદેશગમન કરવા ઇચ્છનારાઓને આર્થિક સગવડ કરી આપવાને માટે બીજાઓ અંદર અંદર સ્પર્ધા કરી રહ્યા છે. આપણા યુવકોને માટે આપણે શું કરવું તેનો આપણે વિચાર કરવો જોઈએ.

## સંખ્યાઆંકણીએ ન જોતાં મૂલ્યઆંકણીએ જોવું

આજનો સમાજ સાધારણ વિષયોમાં સાધારણ લાયકાત ધરાવનારાઓને માટે ઘણો વિકટ છે. સાધારણ વિષયમાં પણ અસાધારણ લાયકાત અથવા તો અસાધારણ

વિષયમાં સાધારણ લાયકાત ધરાવનાર માટે હજી કાંઈ પણ સારું સ્થાન છે. વળી કોઈ પણ સમાજમાં અનેક સાધારણ લાયકાતના માણસો જેટલા ઉપકારક હોઈ શકે તેના કરતાં થોડા પારંગત ને ઉત્કૃષ્ટ લાયકાત ધરાવનારાઓ જીવનકલહનો ઉકેલ વધારે સરળતાથી કરી શકે. વિશેષમાં towering personalities, ગગનચુંબી વ્યક્તિઓ પોતે ઉચ્ચ રહે ને ઉત્કૃષ્ટ પદ પ્રાપ્ત કરી શકે, તેની સાથે બીજાઓને પણ ઉચ્ચતા પ્રાપ્ત કરવામાં મદદગાર બની શકે. માટે કેળવણીની તુલનામાં આપણે Quantitative fallacy ન કરવી જોઈએ. સંખ્યાઆંકણીએ નહિ પણ મૂલ્યઆંકણીએ જોવું જોઈએ. એ મૂલ્યઆંકણીએ આપણી જ્ઞાતિ પર સત્યશોધક પ્રકાશ નાખતાં આપણને માલમ પડશે કે આપણે હજી ઘણું કરવાનું છે.

## વિદેશપ્રાપ્ત કેળવણીનું ઉત્તેજન

ઉત્તમ કેળવણીને માટે પરદેશમાં જે સહાયતાઓ છે તે આપણે ત્યાં નથી, એ બાબત સિદ્ધ કરવાની જરૂર નથી. અલબત વિદેશપ્રાપ્ય કેળવણી બધાને સરખી રીતે લાભકારક નીવડતી નથી, તેમ જ વિદેશી ડિગ્રીઓને માટે આપણાંમાંના કેટલાક ભાઈઓને ખોટી લાલસા પણ હોય છે; ખોટી એટલા માટે કે પોતાની નબળી વિદ્યાર્થીકારકીર્દીની ઊણપ પરદેશી ડિગ્રીઓના ઓપથી પૂરવાની તે લાલસા હોય છે, પરંતુ તેવા દાખલાઓને અપવાદરૂપ ગણવા જોઈએ. એકંદરે લાયકે વધારે લાયકાત પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરવો એ ખરેખર સ્તુત્ય જ પ્રવૃત્તિ ગણી શકાય.

ખાસ કરીને દેશમાં અપાતી કેળવણી સંતોષકારક ન હોવાથી વિદેશપ્રાપ્ય કેળવણીને માટે યુવકોને યોગ્ય ઉત્તેજન મળવું જોઈએ.

## કર્તવ્યહાકલ: ફંડની આવશ્યકતા

આપણી જ્ઞાતિમાં બુદ્ધિ છે, પણ અઢળક ધન નથી. અન્ય કોમોમાં જેવા દાનવીર સમર્થ પુરુષો થઈ ગયા છે તેવા આપણામાં થયા નથી ને નજીકના ભવિષ્યમાં થવાના હોય એમ લાગતું પણ નથી. યુનિવર્સિટિની મારફતે વ્યવસ્થા થાય છે તેવાં ફંડો પર નજર કરીશું તો માત્ર એટલાથી પણ જણાશે કે બીજી કોમોને માટે તેના દાનવીરોએ અજબ સહાય કરી છે. સર કરીમભાઈ ઈબ્રાહીમ અને બાઈ ખાનુબાઈ નૂરમહમદ જૈરાઝભાઈ પીરભાઈની દશ લાખની રકમમાંથી મુસ્લીમ યુવકોને પરદેશગમનમાં સહાય કરવામાં આવે છે; ને તેવી જ રીતે મિ. એદલજી દિનશાની ચાર લાખ ઉપરાંતની રકમમાંથી પારસી યુવકોને પરદેશ-ગમનમાં સહાય કરવામાં આવે છે. આવી ઉમદા સગવડની આપણી ન્યાતના યુવકોને માટે તો કલ્પના પણ વિકટ લાગે છે. છતાં જે કાર્ય એક વ્યક્તિ ન કરી શકે તે કાર્ય સંઘબળ કરી શકે; ને સારામાં સારી કેળવણીની ઉપયોગિતા આપણે સ્વીકારતા હોઈએ અને તેવી કેળવણી જેનામાં લાયકાત છે, તેવા થોડાઓને પણ મેળવી આપાવાના કાર્યમાં સહાયક બનવું જોઈએ, એવી યુવકો પ્રતિની કર્તવ્યહાકલ આપણને ઉત્તેજતી હોય-ને તેમ હોવું તો જોઈએ જ, તો લાખબેલાખનું ફંડ એકઠું કરવા ઉદ્યમશીલ

મોટેરાઓ ને અગ્રેસરોએ, તેમ જ આપના જેવાં મંડળે પ્રવૃત થવું જોઈએ. એક પાસથી વધતો જતો બ્રાહ્મણેતરોનો બ્રાહ્મણદ્વેષ, બીજી પાસથી સેવાવૃત્તિથી જ જીવનવૃતિ પોષવાની વંશપરંપરાની આપણી આવડત સિવાયની બીજી આવડતનો લગભગ અભાવ, ત્રીજી પાસથી અત્યંત પ્રબળ થતો હાલનો જીવનકલહ, ને ચોથી પાસથી નિર્માલ્ય જેવી આપણે ત્યાં અપાતી કેળવણી—એ બધી બાબતોનું સમગ્ર ચિત્ર નજર આગળ ખડું કરીએ છીએ, ત્યારે હાલના ને ભવિષ્યના યુવકોને માટે લાગણીથી હૃદય કંપી ઊઠે છે. તે સ્થિતિમાં એ કંપારીને આધીન થવું, એ તો સહજ છે; એને દબાવી દઈ આપણા યુવકોને માટે આશાજનક કાંઈ પણ પ્રવૃત્તિ આપણે સાધીએ તો જ કૃતકૃત્ય થયા ગણાઈએ. જ્યાં સુધી સંખ્યાબંધ યુવકો વિવિધ શાખાઓની અત્રપ્રાપ્ય તેમ જ વિદેશપ્રાપ્ય ઉચ્ચમાં ઉચ્ચ કેળવણી લેશે નહિ ત્યાં સુધી હવે આપણો અભ્યુદય અશકય છે.

## સ્ત્રીકેળવણી

બીજી એક ઘણી અગત્યની બાબત સ્ત્રીકેળવણી, સ્ત્રીસંસ્કૃતિ ને સ્ત્રીપ્રતિષ્ઠાની છે. સ્ત્રીકેળવણીની ઉપયોગિતા સિદ્ધ કરવી પડે એવો વખત કયારનોએ ગયો છે. એક સારા લેખકને હાથે તેનું સમર્થન તેના એક પુસ્તકમાં નીચેના એક ફકરામાં મેં જોયું ત્યારે મને ઘણી રમુજ ઉત્પન્ન થઈ:—

"જો સ્ત્રીઓને ભણાવીએ, તો તેઓ રાંડે કે વંઠી જાય, એવી વાત કેટલાક કરે છે, પણ વિદ્યા ભણવાથી

રંડાપો શું કામ આવે અને તેથી કેમ વેઠી જાય તેનો કોઈ વિચાર કરતું નથી. જો ભણવાથી રંડાપો આવતો હોય, તો આખું વિલાયત રંડાવું જોઇએ; કેમકે ત્યાં ઘણીખરી બાઇડીઓ વિદ્યા ભણે છે. આપણે અહિં નાગર વગેરે કેટલીક જાતિમાં સ્ત્રીઓને ભણાવવાનો ચાલ છે. તેમાં શું બીજી નાતો કરતાં વધારે વૈધવ્ય જોવામાં આવે છે? ભણવાને ને રાંડવાને કશો સંબંધ નથી........ભણ્યા પછી કોઈ નઠારું નીવડયું તો તે વિદ્યાના કારણથી જ નીવડયું એમ સમજવું નહીં. તે મૂળે જ નઠારું હશે, તેને વિદ્યાનો પાસ બેઠો નહિ હોય, અથવા તેને સંગતિદોષ લાગ્યો હશે, એમ જાણવું."

## ભણેલી ભામિનીથી ભડકો નહિ.

આ દલીલમાં જેમ સરળતા છે તેમ વિદ્યા ને વૈધવ્યનો સંબંધ કલ્પવામાં ખૂબ રમૂજ છે; ને તે જ સાથે વળી ખાસ આકર્ષક તો એ વાત છે કે નાગરોમાં ભણાવાનો ચાલ છે એમ માની લેવામાં આવ્યું છે. ફકરો નાગરોને અમુક માન આપે છે. થોડાં વર્ષ પહેલાં એવી સ્થિતિ હતી કે નાગર કન્યાઓને સ્હેજસાજ લખતાંવાંચતાં આવડતું ને અન્ય જ્ઞાતિઓની કન્યાઓને બહુ ઓછી સંખ્યામાં આવડતું. પણ હવે તે વસ્તુસ્થિતિ રહી નથી. હવે અન્ય જ્ઞાતિઓમાં સ્ત્રીકેળવણીનું પ્રમાણ સારી રીતે વધ્યું છે ને ઉચ્ચ સ્ત્રીકેળવણી પણ તેમાં સારી રીતે અપાતી થઇ છે. આની વિરુદ્ધ આપણામાં હજી એવા માણસો છે કે તેઓ ભણેલી ભામિનીથી ભડકી ઊઠે છે; એટલું જ નહિ પણ

ઉચ્ચ ભણતરની સામે તેઓ ઝુંબેશ ઉઠાવે છે. ખરું છે કે સર્વથા સંતોષકારક સ્ત્રીકેળવણી હાલની પ્રણાલિકામાં મળતી નથી; પણ તેમ તેટલું જ ખરું છે કે સર્વથા સંતોષકારક પુરુષકેળવણી પણ હાલની પ્રણાલિકામાં મળતી નથી, તેટલા માટે કેળવણી અને ઉચ્ચ પ્રકારની સ્ત્રીકેળવણી–કૉલેજ કેળવણીની સામે આપણે ટકોર કરીએ તો તે યોગ્ય નથી.

## ઓછામાં ઓછી સ્ત્રીકેળવણી

મારું નમ્ર મન્તવ્ય એવું છે કે ઓછામાં ઓછી શાળાન્ત પરીક્ષા–મૅટ્રિક ઉત્તીર્ણ થવા જેટલી સ્ત્રીકેળવણી તો તદ્દન જ આવશ્યક છે, અને એવી કેળવણી આપવાની બાબતમાં આપણામાંના દરેક જ્ઞાતિહિતચિંતકની સક્રિય સહાયતા હોવી જોઈએ. આજથી પાંચ વર્ષ પહેલાંની સ્થિતિમાં ને આજની સ્થિતિમાં જોતજોતાં ફેર પડી ગયો છે. પ્રત્યેક કુટુંબમાં અંગ્રેજી ને ઇતર વિષયોનું સાધારણ જ્ઞાન, જેટલું જ જ્ઞાન મૅટ્રિક સુધીનો અભ્યાસ સિદ્ધ કરે છે, તેટલું જ્ઞાન તો તમામ સ્ત્રીઓને જરૂરનું છે.

## ઉત્તમ સ્ત્રીકેળવણી

કહેવાની જરૂર નથી કે કૉલેજની કેળવણીને હું ઉત્તમ સ્ત્રીકેળવણી ગણું છું; પણ કૉલેજમાં કેળવાયેલી કન્યાને તો હજી આપણા જેવી આગળ પડતી જ્ઞાતિમાં પણ કેટલોક ભાગ કુતૂહલથી જોવાનું એક શોભીતું પ્રાણી ગણે છે. તેવાઓના સંબંધમાં એટલું જ કહેવું બસ છે કે તેઓ આધુનિક યુગમાં નહિ, પણ મધ્યકાલીન યુગમાં વસે છે.

## સ્ત્રીસંસ્કૃતિ ને સ્ત્રીપ્રતિષ્ઠા

સ્ત્રીકેળવણીના કરતાં પણ સ્ત્રીસંસ્કૃતિ ને સ્ત્રીપ્રતિષ્ઠા વધારે ઉપયોગી બાબતો છે. સ્ત્રીજીવનને ઉજ્જ્વલ કરવાને માટે, સ્ત્રીસ્ત્રીના સમાગમો વધારવાને માટે, સ્ત્રીપુરુષના વિચારના આપલેને માટે, રસિકકલાઓમાં સ્ત્રીઓને પ્રવૃત્ત કરવાને માટે, આનંદવિહારનાં સ્થળોમાં છૂટથી ફરવા-હરવાને તેમને સગવડ કરી આપવા માટે, નીડરતા ને સ્વતંત્રતા ખીલવે એવા તેમના આચારવિચાર પોષવા માટે, રે! એટલું જ નહિ, પણ અજ્ઞાનના સૂક્ષ્મ આવરણને દૂર કરવાનું તો ઘેર ગયું, પણ વસ્ત્રના સ્થૂલ મુખઆવરણને દૂર કરી તેમની સંસ્કૃતિ ને પ્રતિષ્ઠા વધારવાને માટે પણ હજી આપણે બધાએ પૂરતું કર્યું છે? જો તેમ નથી તો આપણો પોતાનો જ ઉદય ક્યાંથી થઈ શકે? આપણી બહેનોમાં નીડરતા નહિ હોય તો આપણામાં ક્યાંથી આવશે? ભાવી માતાઓમાં સ્વાતંત્ર્ય નહિ હોય તો ભાવી સંતતિમાં ક્યાંથી આવશે? સ્ત્રીવર્ગમાં સંસ્કૃતિ નહિ હોય તો આપણી સંસ્કૃતિ ખોડી જ રહેવાની.

## યુવકો અને સાહિત્ય

મેં જોયું છે કે આપણામાંના ઘણા યુવકો વિદ્યાર્થી-જીવનને મધ્ય આંગણે, પોતાનું વ્યાવહારિક જીવન શરુ કરે છે તે પહેલાં સાહિત્યમાં ઝંપલાવવાની મહત્ત્વાકાંક્ષા ધરાવે છે. નાગર કોમ સાહિત્યનો જાણે ઇજારો લઈને બેઠી હોય એમ બીજી કોમોને લાગણી ઉત્પન્ન થાય છે. વસ્તુતઃ

સાહિત્ય કોઈ પણ એક કોમના ઇજારાનું ક્ષેત્ર નથી. છતાં નાગર લેખકોની સંખ્યા હાલમાં જોઈશું તો ઓછી તો નહિ જ માલમ પડે. એક રીતે આ ખુશીની બાબત છે, તેમ છતાં મારે કહેવું પડે છે કે સાહિત્યપ્રવૃત્તિ ઘણી વાર ઘણાંના જીવનમાં શક્તિ ને કાળનો દુર્વ્યય કરાવે છે. લેખક કહેવાવા ખાતર લેખક થવું એના જેવું બીજું કશું અનર્થકારક નથી. લખવાનું હોય ને લખવું, એ જુદી બાબત છે, ને લખવા ખાતર લખવું, એ જુદી બાબત છે. મારી પોતાની જ કૉલેજના સુમારે પંદર ઉપર વર્ષના મારા અનુભવ પરથી હું કહું છું કે બીજા યુવકો કરતાં નાગર યુવકોને લેખક થવાની ઉમેદ ગમે તેમ પણ વધારે મોટી સંખ્યામાં ને વધારે તીવ્રતામાં હોય છે, અને તેમ છતાં એ ઉમેદની ને તે માટેની લાયકાતની વ્યાપ્તિ જોવામાં આવતી નથી. અને યુવકો સાહિત્ય લખે તેમાં મોટે ભાગે શું હોય છે તે આપને મારે કહેવું પડશે? આપ કલ્પી શકશો કે તે સાહિત્ય વાર્તા ને તે પણ સ્ત્રીવિષયક હોય છે.

## વિષપૂર્ણ વૈષયિક સાહિત્ય

હાલમાં ગુજરાતી સાહિત્યમાં અમુક અમુક વિચાર-વાડાઓ છે તે આપ જાણો છો. તેમાં વિષપૂર્ણ ને વૈષયિક નિર્માલ્ય સાહિત્ય એક વાડાની રંગભૂમિ થઈ પડ્યું છે. જેવી રીતે પતંગીઓ દીપમાં આકર્ષિત થઈ પોતાની જાતનો નાશ કરે છે તેવી જ રીતે આ સાહિત્યના ઉપાસકો,–નહિ તેમને માટે સાહિત્યશોખીનો શબ્દ જ બસ છે, આ સાહિત્ય-શોખીનો તેવા સાહિત્યમાં ઝંપલાવે છે, ને જેવું વાંચે છે તેવું

લખે છે, જેવું જેવું લખે છે તેવું કલ્પે છે, જેવું કલ્પે છે તેવું કરે છે, વા જીવવા મથે છે. આ કેટલું ભયંકર છે તેનું પૃથક્કરણ કરવા હું ઇચ્છતો નથી. મારાં વહાલાં ભાઈ બહેનોને હું લાગણીથી કહેવા માગું છું કે આધુનિક લેખકોમાં, અર્થાત ગુજરાતી લેખકોમાં વાંચો ને વિચારો તો નાનાલાલ ને નરસિંહરાવને વાંચો અથવા લલિત ને ખબરદારને વાંચો, અથવા પૂજ્ય મુરબ્બી આચાર્યશ્રી આનન્દશંકર ને કેશવલાલભાઈ ને વાંચો, રે! બળવંતરાય, મોહનલાલ, ચંદ્રશંકર, અંબાલાલ, બ્યોમેશ, રાજેન્દ્ર, જ્યોત્સ્ના શુકલ, જયમનબેન, અંજારીઆ, જ્યોતીન્દ્ર વગેરે જેવાં શિષ્ટ વિચારકોને વાંચો; પરંતુ નીતિઅનીતિનાં શાશ્વત સત્યો જેને મન ઉપહાસની બાબતો છે, એટલું જ નહિ પણ વાચકની ભાવનાઓને નચાવી તેમને મસ્ત બનાવવામાં જેઓ પોતાને કૃતકૃત્ય માને છે, એવા લેખકોના વાડાની ભૂલભૂલામણીમાં ભરાશો નહિ, ભરાયા તો તમને અવશ્ય ઝેર ચઢશે ને તમને અવશ્ય નુકશાન થશે.

## મતભેદપરત્વે ઉદાર સહિષ્ણુતા

આચાર ને ધર્મ વિષે મારા તરફથી કાંઈ સાંભળવાની આપને આશા રહી હશે. પણ તે આશાને સંતુષ્ટ કરવા હુ ઇચ્છતો નથી. એ બાબતો પ્રત્યેક મનુષ્યના જીવનની ખાનગી બાબતો છે. એ બાબતોના સંબંધમાં એટલું કહેવું હું ઉચિત ધારુ છું કે સામાજિક સંબંધોમાં આપણે સંરક્ષક હોઈએ તો ઉચ્છેદકને પણ નીભાવી લેવા જોઇએ, ઉચ્છેદક હોઇએ તો સંરક્ષકને નીભાવી લેવા જોઈએ, ધાર્મિષ્ઠ હોઇએ

તો નાસ્તિકને નીભાવી લેવા જોઈએ, ને નાસ્તિક હોઈએ તો ધર્મિષ્ઠને નીભાવી લેવા જોઈએ. આપણે આંતર કલહની બાબતોથી વિમુખ રહેવું જોઈએ. જમાનો એટલો જલદી વધતો જાય છે ને તેમાં કેળવણી, લોકસમાગમ, મુસાફરી, પુસ્તકવાચન વગેરેથી આચારમાં વિવિધતા એટલી બધી વધી ગઈ છે ને વધશે કે તે વિષે ઉદાસીન રહેવામાં જ સામાજિક શાન્તિ સમાયેલી છે.

## યુવકો આપણને શું શીખવે છે ?

હું અધ્યાપક હોવાથી મારી જાતને ભાગ્યશાળી માનું છું કે હું લાંબો સમય સુધી યુવકોના સમાગમમાં રહી શકું છું. હું યુવકોને શીખવું છું, ને સાથે સાથે તેમની તરફથી શીખું છું પણ ખરો.

જીવન અખતરારૂપ છે ને વસ્તુમાત્ર અસ્થિર છે; સ્થિરતા ને જડતા જેવું જગતમાં કશું છે જ નહિ. યુવકોનો સમાગમ મારી યુવાવસ્થા મારામાં ચાલુ રાખે છે; ને યુવાવસ્થાને હું અનુભવો મેળવવાની, વિચારો બદલવાની ને પ્રગતિની અવસ્થા સમજું છું. હું બોધ આપું છું પણ ખરો, ને ઘટે ત્યાં શાન્તતાથી લઉં છું પણ ખરો. યુવકોનો સમાગમ, તેમના ભાવનાવિકાસો, તેમનાં નવાં વિચારસ્ફુરણો આપણે વધાવી લેવાં જોઈએ. તરુણ પુરુષોનાં બદલાતાં દષ્ટિબિન્દુઓનો શાન્ત વિચાર કર્યાથી તરુણેતરોને પણ લાભ થાય છે. તરુણ પુરુષોના સહવાસમાં રહી શકે તે પુરુષને હું સુખી ગણું છું. તરુણ અવસ્થા જિંદગીની ઉત્તમ અવસ્થા છે ને તેટલા માટે આપણા તરુણ પુરુષો તરફ વડીલોએ

સમભાવશીલ રહેવું યુક્ત છે. તરુણો ને વૃદ્ધ જનોના ઝઘડામાં વૃદ્ધો તરુણોની મુશીબત કલ્પી શકતા નથી. તરુણો તો મુશીબતમાંથી તાબડતોબ રસ્તો કાઢવાને આકળા હોય એ સ્વાભાવિક છે. તરુણોની મુશીબતોને તેમનાથી આગળ વધેલાઓએ તેમને મદદ કરવાની ઉત્તમ તકો તરીકે વધાવી લેવી જોઈએ.

## જ્ઞાતિ અને રાષ્ટ્ર

જ્ઞાતિના હિતનો આપણે વિચાર કરીએ ત્યારે જ્ઞાતિ ને રાષ્ટ્રના સંબંધનો ચિતાર આપણે રચવો પડે છે. કોઈ પણ પ્રજાના ભવિષ્ય પર અજ્ઞાનરૂપી ઉત્તરીય અવિરત હોય છે. હિંદદેવીનું એ ઉત્તરીય ખસેડવા પ્રયત્ન કરવો એ બુદ્ધિની ધૃષ્ટતા કહેવાય. તેમ છતાં એ ઉત્તરીયનાં સૂક્ષ્મ છિદ્રોની અંદરથી દેવીના મુખ પર રહેલો ભાવ કલ્પનાના magnifying glass થી, દૃષ્ટિવર્ધક કાચથી આપણે કાંઈક જોઈ શકીએ ખરા. આ ભાવ નથી આશાનો, નથી નિરાશાનો, નથી સંતોષનો, નથી અસંતોષનો. વિરોધી સ્વભાવનાં બાળકોનાં ભવિષ્ય કલ્પનાર, મોતને બિછાને પડેલી માતાના મનતરંગોના ભાવની સાથે સરખાવી શકાય એવો ભાવ એ દેવીના મુખ પર જોઈ શકાય છે : એ ભાવ ભીતિના ભાવ જેવો આપણે ઉત્પ્રેક્ષી શકીએ. કારણ, જ્ઞાતિભાવના, પ્રાન્તીય ભાવના, હિન્દુત્વભાવના, અહિન્દુત્વ-ભાવના ને રાષ્ટ્રિય ભાવનાનાં વિરોધી તત્ત્વોની કાપાકાપીનું સમાધાન શી રીતે શક્ય બને, અને જ્ઞાતિના વિશ્લેષની ભાવના ને રાષ્ટ્રના ઐક્યની ભાવનાનો મેળ કેમ મેળવી શકાય, એ દેશના ઉદયને અંગે ખરેખર મહાકૂટ પ્રશ્ન છે.

## હિન્દુસ્તાન અને આંતર વિગ્રહ

હિન્દુસ્તાનનો ઇતિહાસ એટલે જ આન્તર વિશ્લેષને લીધે બાહ્ય શત્રુઓનો વિજય. એલેક્ઝૅન્ડરની સામે પોરસે ટક્કર ઝીલી ત્યારે એમ હતું, ને મહમ્મદ ગઝનીની સામે પૃથ્વીરાજે ટક્કર ઝીલી ત્યારે પણ એમ જ હતું. ઇતિહાસની આરસીમાં તે જ દૃશ્ય મરાઠા સત્તાના પરાજય વખતે પણ આપણે જોઈ શકીશું. નજીકના ઇતિહાસ પર જવાની જરૂર નથી. સદ્ભાગ્યે આપણે એક બળવાન છત્ર નીચે શાન્તિ ભોગવીએ છીએ. પ્રશ્ન એ છે કે આપણો ઉદય આપણે કયાં તત્ત્વ પર ભાર મૂકવાથી સાધી શકીશું ?

## ઇતિહાસની આરસી: ઇ. સ. પૂર્વેના દૃષ્ટાંત

ઇતિહાસ અનુભવથી શીખવાતું તત્ત્વજ્ઞાન છે. તો આપણે એ તત્ત્વજ્ઞાનમાંથી કાંઇક ડહાપણ મેળવી શકીએ. ગૉલ પ્રજાના ઇતિહાસનો એક ખંડ લઈએ. ઈ. સ. પૂર્વે ૩૮ના વર્ષમાં જ્યારે જ્યુલિયસ સીઝરે રોમન યુદ્ધો કર્યાં ત્યારે ર્‌હાઈન ને પાઈરેનીઝની વચ્ચેના પ્રદેશમાં સુમારે ૮૦ નાની નાની રાજ્યસત્તાઓ એને માલમ પડી. તેમનામાં ઐક્યભાવનાની છાંટ પણ નહોતી. તેમની સત્તાઓ પર કોઈ પણ એકધારી સત્તાનું બળ કે છત્ર નહોતું. તેમનું પ્રાન્તાભિમાન તે જ તેમનું દેશાભિમાન હતું. તેમના આંતર વિગ્રહને લીધે બાહ્ય સત્તાના સામ્રાજ્યને આવાહન કરવા તેઓમાં તત્પરતા હતી. તે સ્થિતિમાં સીઝરે ટપોટપ વિજય મેળવ્યા ને પ્રાન્તિક સત્તાઓને સ્થાને તેણે એકહથ્થુ રોમન સામ્રાજ્ય સ્થાપ્યું. નવી સંસ્કૃતિઓની શરુઆત થઈ. તે

સંસ્કૃતિના વિકાસ ને ઘડતરને અંગે ભાષાની અસરે પ્રબળ ભાગ ભજવ્યો. ઇ. સ. ૧લા સૈકા પછીનો અગત્યનો બધો વ્યવહાર લૅટિન ભાષામાં થયેલો માલમ પડે છે. જૂની કૅલ્ટિક ભાષા પર આ લૅટિન ભાષાનો હલ્લો એટલો જબરો થયો કે પાંચમા સૈકા પછી તો તે જૂની ભાષાનું નામનિશાન સુદ્ધાં રહ્યું નહિ. ભાષા બદલાતાં સંસ્કૃતિ બદલાઈ, ધર્મ બદલાયો, સમાજબંધારણ બદલાયું; સારાંશ, ગૉલસંસ્કૃતિનું સ્થાન લૅટિન સંસ્કૃતિએ લીધું. વિજેતા પ્રજા જિત પ્રજાના કરતાં સંખ્યામાં ગમે તેટલી નાની હોય, તેમ છતાં સંસ્કૃતિનો પરાજય સંખ્યાબળ પર નહિ પણ સંસ્કૃતિસામર્થ્ય ને એકબીજાની જરૂરીઆતો પર આધાર રાખે છે. લગભગ આવું પરિવર્તન આપણા દેશનું પણ થતું ચાલ્યું જાય છે. આપણી સંસ્કૃતિને પાશ્ચાત્ય સંસ્કૃતિ પલટાવતી ચાલી જાય છે. આપણે કેળવણીમાં, આચાર-વિચારમાં, ધર્મમાં, સમાજબંધારણમાં, સંસ્થાઓમાં, કાયદાઓમાં, રાજ્યબંધારણના સ્વરૂપમાં પાશ્ચાત્ય બન્યા જ છીએ; એટલું જ કે આપણાં વસ્ત્રો જો કે પાશ્ચાત્ય છે, છતાં તે પરના રંગ ભારતીય છે. આમ પ્રવાહનું પૂર ખાળવું અશક્ય છે.

## પ્રબળ પ્રવાહ ને કુશળ તારો

પણ પ્રવાહ પ્રબળ હોય ને તારો હોશિયાર હોય તો તે જળના વેગનો લાભ લઈ તે વેગની દિશામાં તરી જઈ મનપસંદ ઘાટ પર ઊતરી શકે છે; પરંતુ પ્રવાહની એકદમ વિરુદ્ધ જતાં તો તે તારો પ્રવાહને ખાળી

તો નહિ જ શકે, પણ ઊલટો પોતાની જાતને જળશાયી નાશ અપાવશે. આટલા પરથી જ્ઞાતિના ને રાષ્ટ્રના વિરોધમાં આપણે એટલું ડહાપણ મેળવી શકીએ કે જ્ઞાતિ જ જ્યાં વિશ્લેષનું તત્ત્વ છે, ત્યાં તે વિશ્લેષ ન ખાળી શકાય એવા રાષ્ટ્રપ્રવાહના ઐક્યપૂરની સામે ટકાવવા મથનારની દશા ઉદાહરણના તારાની દશાના જેવી થવાની. સારાંશ, સંકુચિત અભિમાન, નાશ પામતી સંસ્કૃતિ, અનર્થકારક ભેદો—એ ને એવી બાબતોના સંબંધમાં હિતને નામે અહિત ન થાય એ વિષે આપણે બધાએ બહુ કાળજી રાખવાની છે. પેટા પરન્યાતોના સબંધમાં તેમ જ હિંદમાં વસતી મોટી પરકોમોના સંબંધમાં આપણે કેમ વર્તવું, અને રાષ્ટ્રહિતની બાબતોમાં આપણે કેમ વલણ રાખવું, તે સર્વમાં આટલું કાંઈક દિશાદર્શક તરીકે ગણી શકાશે.

## મંડળ ને જ્ઞાતિને ઉદય

આજને માંગલિક પ્રસંગે આપના મંડળને હું આબાદી ઇચ્છું છું. હું ઇચ્છું છું કે તેનું કાર્યક્ષેત્ર વધારે વિસ્તીર્ણ થાય, તેનું સભામંડળ વધારે મોટું થાય, તેનું નાણાંબળ વધારે દૃઢ થાય, ને તેની ઉપયોગિતા દિનપ્રતિદિન વધારે વધતી જાય. ભાષણ આપવાનો મને કંટાળો છે, જો કે મારું જીવન ભાષણો આપવામાં પ્રવૃત્ત રહે છે. મેં જે કાંઈ કહ્યું છે તે કહેવા ખાતર નહિ, ભાષણ ખાતર નહિ, તેમ જ લેખન ખાતર પણ નહિ, પણ આપનામાં વિચારક્ષોભ ઉત્પન્ન કરવાના હેતુથી કહ્યું છે.

જ્યાં જ્યાં નાગર હો ત્યાં ત્યાં આબાદી હો! જ્યાં જ્યાં નાગર હો ત્યાં ત્યાં સંસ્કૃતિ હો! જ્યાં જ્યાં નાગર હો ત્યાં ત્યાં સ્ત્રીસન્માન હો! સ્ત્રીસ્વાતન્ત્ર્ય હો! ઉચ્ચમાં ઉચ્ચ સ્ત્રીકેળવણી ને ઉચ્ચમાં ઉચ્ચ સ્ત્રીત્વનો વિકાસ હો!

વળી જ્યાં જ્યાં નાગર હો ત્યાં ત્યાં ભાઈચારો હો! જ્યાં જ્યાં નાગર હો ત્યાં ત્યાં યુવકો પ્રતિ સદ્‌ભાવ હો! જ્યાં જ્યાં નાગરો હો ત્યાં ત્યાં એક બીજાને ઘટિત મદદ આપવાની મહેચ્છા હો! ખરો નાગર તેને જ ગણી શકાય કે જે પોતે ચઢે તેની સાથે કોઈને પણ અન્યાય કર્યા વિના ઘટિત રીતે પોતાના જ્ઞાતિજનોને મદદનો હાથ આપે! બાકી તો દુનિયામાં ઉદરંભરો ને સ્વાર્થીઓનો ક્યાં ટોટો છે? મારા જ્ઞાતિજનોનો ઉત્કર્ષ તે મારો ઉત્કર્ષ, જે મારો ઉત્કર્ષ બીજાઓના ઉત્કર્ષને પોષી ને આકર્ષી શકે નહિ તે મારો ઉત્કર્ષ લંગડો છે—એવી ભાવના આપણા સર્વેનામાં હો! ભાવનાસિદ્ધિ શ્રીઇષ્ટદેવ કરવા સમર્થ છે. તથાસ્તુ!

## હાસ્ય

રસ નવ પ્રકારના છેઃ શૃઙ્ગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત ને શાન્ત.

વાક્અંગસત્ત્વ-ઉપેત કાવ્યાર્થને ઉત્પન્ન કરે ( भावयति इति ) તે ભાવ विभावः कारणं निमित्तं हेतुरिति पर्यायाः; વિભાવ એટલે જે કારણથી ભાવ ઉત્પન્ન થાય તેઃ अनुभाव्यते अनेन इति ભાવ. જેના વડે કાવ્યરસ પ્રકાશિત થાય તે ચિહ્ન તે અનુભાવ.

કાવ્યરસની અભિવ્યક્તિ-જમાવટના હેતુને માટે ૪૯ ભાવ ગણવામાં આવે છેઃ ૮ સ્થાયિભાવ, ૩૩ વ્યભિચારિભાવ ને ૮ સાત્ત્વિક ભાવ.

રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા (નિંદા)ને વિસ્મય, એ ૮ સ્થાયિભાવ છે. આ ૮ સ્થાયિભાવ તે ઉપર ગણાવ્યા તેમાંના ૮ રસ બને છે.

નિર્વેદ, ગ્લાનિ, શંકા, અસૂયા, મદ, શ્રમ, આલસ્ય, દૈન્ય, ચિંતા, મોહ, સ્મૃતિ ધૃતિ, વ્રીડા, ચપલતા, હર્ષ, આવેગ, જડતા, ગર્વ, વિષાદ, ઔત્સુક્ય, નિદ્રા, અપસ્માર (સ્મરણનો લોપ), સુપ્ત (નિદ્રાની ગાઢાવસ્થા), પ્રબોધ (વિનિદ્રત્વ), અમર્ષ, (ક્ષમાનો અભાવ, ક્રોધ), અવિહત્થ (લાગણી છુપાવી છેતરવાની વૃત્તિ), ઉગ્રતા, મતિ, વ્યાધિ ઉન્માદ, મરણ, ત્રાસ, વિતર્ક, એ વ્યભિચારી ભાવ (ચિરકાળ ન રહે એવા, સંચારિભાવ) છે.

સ્વેદ, સ્તમ્ભ, કમ્પ, આસ્ર (અશ્રુપ્રલય), વૈવર્ણ્ય (રંગ, વર્ણની વિવર્ણતા); રોમાઞ્ચ, સ્વરભેદ, પ્રલય એ ૮ સાત્ત્વિક (सत्त्वं नाम मनःप्रभवम्) ભાવ છે.

હાસ્યના ૬ ભેદ ગણાય છેઃ—

स्मितमथ हसितं विहसितमुपहसितं चापहसितमतिहसितम् ।

૧–સ્મિત. ૨–હસિત. ૩–વિહસિત. ૪–ઉપહસિત. ૫–અપહસિત. ૬–અતિહસિત.

આ પ્રમાણે છ જાતનાં હાસ્યનાં ત્રણ વર્ગીકરણ ગણાવાય છે, ઉત્તમ, મધ્યમ, અધમ, અને દર વર્ગમાં બબ્બે હાસ્ય આવે છે.

ઉત્તમ–સ્મિત ને હસિત;

મધ્યમ–વિહસિત ને ઉપહસિત; ને–

અધમ—અપહસિત ને અતિહસિત.

જે હાસ્યમાં ગણ્ડસ્થલ (ગાલ) સ્હેજ વિકાસ પામે, સૌષ્ઠવસમેત કટાક્ષ હોય, ને દાંત અલક્ષિત રહે, મતલબ કે જણાય નહિ, તે હાસ્ય સ્મિતહાસ્ય કહેવાય છે.

જે હાસ્યમાં આનન ને નેત્ર ફૂલી જાય, ગણ્ડ વિકસિત થાય, ને દાંત સ્હેજ જણાય, તે હાસ્ય હસિત-હાસ્ય કહેવાય છે.

જે હાસ્યમાં આંખ ને ગણ્ડ સંકોચાય, જેમાં મધુર ઝીણો અવાજ હાસ્યમાં થાય ને જેમાં સ્મિત પછીના સંક્રમણકાળમાં રાગ વા આનંદ ઉત્પન્ન થાય, તે હાસ્ય વિહસિતહાસ્ય કહેવાય છે.

જે હાસ્યમાં નાક ફૂલી જાય, નિરીક્ષણ એટલે જોવાની ક્રિયા જિહ્મદૃષ્ટિથી એટલે ખાડી, ખેંચાઈ ગયેલી આંખથી થાય, ને ખભા ને માથું નમી ગયેલાં હોય, તે હાસ્ય ઉપહસિત હાસ્ય કહેવાય છે.

જે હાસ્યમાં હસવું અકાળે થાય, જેમાં સાશ્રુ, આંસુ સહિત આંખ હોય, ને જેમાં ખભા ને માથું ઊછળી જાય, તે હાસ્ય અપહસિતહાસ્ય કહેવાય છે.

જે હાસ્યમાં સંરંભ એટલે ગભરાટ હોય, આંખ સાશ્રુ હોય, અવાજ કઠોર હોય, હસવું ઉદ્ધત હોય, ને હાથ વડે પાસાં ઢંકાઈ ગયાં હોય, તે હાસ્ય અતિહસિતહાસ્ય કહેવાય છે.

આ પ્રમાણે હાસ્યના છ પ્રકાર છે.

નવરાશની વખતે વિચાર કરીએ છીએ ત્યારે માનસ-શાસ્ત્રના આમાં રહેલા સૂક્ષ્મ પૃથક્કરણથી આપણે ચકિત થઈએ છીએ. આટલું પૃથક્કરણ તો ઘેર ગયું, પણ દેખીતી રીતના એક જ ભાવના આવા છ ભેદને માટે છ શબ્દ સંસ્કૃત નાટ્ય ને કાવ્યશાસ્ત્રમાં છે એવા અન્યત્ર આપણને શોધ્યા જડતા નથી.

હવે હાસ્યના વિભાવ કહેતાં કારણોમાં પરચેષ્ટા, અનુકરણ, કુહક (ઠગાઈ, છળ), અસંબદ્ધ પ્રલાપ, પુરોભાગિતા (ગુણ તજીને દોષ જોવા તે), મૂર્ખતા વગેરે ગણાવાય છે. આ હાસ્યના ઉત્પાદક બાહ્ય વિષયો છે.

છતાં હસીએ છીએ શા માટે? હાસ્યની ક્રિયાનું આન્તર ઉત્તેજક શું છે? એ પ્રશ્નનો ઉત્તર ઉપર આવતો નથી. એ ઉત્તર સરળ ને સર્વમાન્ય થાય એવો હોવો સહેલાઈથી જડે તેમ નથી. પાશ્ચાત્ય વિચારકોએ તેને માટે મગજ કસ્યું છે, પણ સંતોષકારક સિદ્ધાંત હજી સુધી કોઈનો નીવડ્યો નથી.

અંગ્રેજીમાં મુખ્યત્વે Smiling ને Laughter, સ્મિત ને હાસ્ય, એવા બે ભેદ ભાષા દર્શાવી શકે છે. હાસ્ય–Laughterનાં મુખ્ય પૃથક્કરણો જોઈએ.

હાસ્ય, એ આનન્દના ભાવનો આવિર્ભાવ છે. હૉબ્બ નામના તત્ત્વચિંતકે આ ભાવનું બીજ એકાએક પ્રાપ્ત થતા વિજયમાં જે સંતોષ, જે આનંદ માણસને પ્રાપ્ત થાય, તેમાં શોધ્યું. કવચિત્ આ પૃથક્કરણ ખરું પડી જાય, પણ ઘણે મોટે ભાગે એ ખોટું છે. કારણ કે જે બાબતો

આપણામાં હાસ્ય ઉત્પન્ન કરે છે, તેમાંની ઘણીખરી હાસ્યવિષયપરત્વે આપણી સહાનુભૂતિ, આપણો સમભાવ ઉત્પન્ન કરે છે, બહુ જ થોડા (ગર્વ–વિજયનો) આનંદ.

સ્પેન્સર હાસ્યનું બીજ શારીરિક શક્તિના વધુ પડતા પ્રવાહના આવિર્ભાવમાં શોધે છે. Vital energy, શરીરની રગોમાં ઊછળતી શક્તિની અતિશયતા હાસ્યને માર્ગે કુદરત બહાર ધકેલી દે છે; એવું કેટલીક વાર બને છે એ ખરું છે, તેમ છતાં હાસ્યનું બીજ શારીરિક ક્રિયામાં નથી, પણ માનસિક વ્યાપારમાં જ છે. ઊછળતા લોહીવાળાંઓ–બાળકો ને કેટલાક યુવકોનું હાસ્ય આ રીતે સમજાવાય ખરું, પણ બીજાં હાસ્ય આ રીતે નહિ સમજાવી શકાય.

બર્ગસનને મતે હાસ્યનું બીજ સામાજિક નિયમનમાં છે. કુદરતે હાસ્ય આપણને એવા નિયમનના સાધક તરીકે પ્રેરણારૂપે બક્ષેલું છે; કોઈ વિચિત્ર પોશાક પહેરે, કઢંગી વાત કરે, ન કરવાનું કરે, ન ખાવાનું ખાય, વિચિત્ર રીતે ચાલે તો આવે દરેક પ્રસંગે આપણે હસીએ છીએ, ને હાસ્ય અહિં સામાજિક નિયામક બળ બને છે. આમ જ જો હોય તો જાનવરોની હીલચાલ આપણામાં હાસ્ય ઉત્પન્ન કરે છે; તેનું કેમ? નાટકની રંગભૂમિ પર વિદૂષક પણ આપણામાં હાસ્ય ઉપજાવે છે, તેનું કેમ? આ કેમ બની શકે? અહિં સામાજિક નિયમન કયાં આવ્યું? આ સામાજિક નિયમનનો સિદ્ધાંત અહિં અવાસ્તવિક બને છે.

હાસ્યના ઉત્પાદક વિષયોમાં બે તત્ત્વ સાધારણ રીતે હોય છે ખરાં. પ્રથમ, કાંઈક અસંગતતા, પ્રમાણાભાવ,

અયથાર્થતા (આ તત્ત્વ પર શોપનહોરે ભાર મૂકયો છે) હોય છે. જો હાસ્યવિષયપરત્વે હાસ્ય ઉત્પન્ન ન થાય તો આ તત્ત્વને લીધે આપણુને કંટાળો ઉત્પન્ન થાય. બીજું તત્ત્વ, સમભાવની લાગણીનું હોય છે. કોઈએ વિચિત્ર પોશાક પહેર્યો ને તે જોઈ આપણે હસ્યા. અહિં એ જ પોશાક આપણે પોતે પહેર્યો હોત તો આપણુને તે પસંદ ન પડત. કોઈ કાંઈ ભૂલ કરે ને આપણુને હસવું આવે તેમાં પણ સમભાવ હોય છે. એ જ ભૂલ આપણે પોતે કરત, તો આપણુને કલેશ થાત. આમ સમભાવથી દુઃખદાયક લાગણીમાંથી પણ હાસ્ય આપણુને છોડવે છે. કુદરતે હાસ્ય જો આપણુને ન આપ્યું હોત તો જે જે પ્રસંગોમાં આપણે હસીએ છીએ ને આનંદ અનુભવીએ છીએ તે તે પ્રસંગોમાં સામાજિક સમભાવને બળે પારકાની વિચિત્રતા, અસંગતતા, મૂર્ખતા, કઢંગી સ્થિતિ વગેરે વગેરે પરત્વે આપણુને દુઃખ ઉત્પન્ન થાત. કુદરતે હાસ્ય આપીને આપણો એમાંથી છૂટકારો કર્યો છે, ને એ હાસ્યની સાર્થકતા છે.

હાસ્ય ન હોત તો માનવજીવન કદાચ ઘણું ત્રાસદાયક થાત. પરંતુ મનુષ્ય હસનારું પ્રાણી છે, ને પ્રાણિમાત્રમાં મનુષ્ય જ હસી શકે છે. એ કુદરતની અજબ ખૂબી છે. એ ખૂબી કાવ્ય ને નાટકમાં હાસ્યરસથી આપણે અનુભવીએ છીએ, તેનાં બીજ કેટલીક રીતે ઉપર ગણાવાયાં છે, ને આશા છે કે સામાન્ય વાચકને અને સાહિત્યના પ્રવેશક અભ્યાસને તે થોડી ઉપયોગી માહીતી પૂરી પાડશે.

## શ્રીમંત મહારાજા સાહેબ અને ઉચ્ચ કેળવણી

૧૮૭૯ની સાલમાં શ્રીમંત મહારાજા સાહેબે જાન્યુઆરી માસની એક શીતલ સાંજે વડોદરા કૉલેજનો પાયો નાંખ્યો હતો. તે સમયથી અત્યાર સુધી ૫૬ વર્ષનો ગાળો થઈ ગયો છે; તે બધો વખત કૉલેજની ઉચ્ચ કેળવણી પર શ્રીમંતના કૃપાકટાક્ષો ચાલુ વરસ્યાં કર્યાં છે. "I have regarded it as the eye of my domains." "મેં તેને મારા રાજ્યની નેત્રતુલ્ય ગણી છે," એ શબ્દોમાં શ્રીમંતે કૉલેજની સેવાની ઉચ્ચ કિંમત આંકી છે ને તે તરફ સદ્‌ભાવ પણ દર્શાવ્યો છે.

### પ્રગતિ

વડોદરા રાજ્યની ઉચ્ચ કેળવણી એટલે વડોદરા કૉલેજની છેલ્લાં પચાસ વર્ષની પ્રગતિનો ઇતિહાસ.

૧૮૮૨માં કૉલેજે જ્યારે શિક્ષણકાર્ય શરુ કર્યું ત્યારે તેમાં માત્ર ૩૦ વિદ્યાર્થીઓ ભણુતા હતા. તે બધા પ્રિવિયસ કલાસના વિદ્યાર્થી હતા ને કૉલેજ પ્રિવિયસની પરીક્ષા માટે જ મુંબઈ યુનીવર્સીટીએ સ્વીકારી હતી.

થોડાં વર્ષ પછી, ૧૮૮૭ માં કૉલેજમાં બી. એસ. સી. પ્રથમ વર્ષ કાઢવામાં આવ્યું; તેમાં માત્ર ૩ વિદ્યાર્થીઓથી શરુઆત થઇ હતી. ૧૮૮૯માં બી. એ. અને બી. એસ. સી. ની ડિગ્રી સુધી ભણી શકાય તેવી સંપૂર્ણ કૉલેજ વિકસિત થઈ.

૧૮૯૦માં વડોદરા કૉલેજને અંગે ખેતીવાડીના ત્રણ વર્ષના વર્ગો સ્થપાયા ને વડોદરા કૉલેજ ઈલાકામાં પ્રથમ ખેતીવાડી કૉલેજ પણ થઈ. તે વખતે કૉલેજમા સર થૉમસ મિડલ્ટન ખેતીવાડીના પ્રોફેસર હતા. તેમને ખેતીની કેળવણીની વડોદરા માટે અત્યન્ત આવશ્યકતા લાગેલી. પરંતુ ચારજ વર્ષના પ્રયોગને અન્તે વિદ્યાર્થીઓની સંખ્યા ઘટી જવાથી ખેતીવાડીના વર્ગો બંધ કરવા પડ્યા. હાલની પૂનાની ખેતીવાડીની કૉલેજ તે પછી ૧૨ વર્ષે અસ્તિત્વમાં આવી. આ જોતાં ઇલાકામાં ખેતીવાડીનું ઉચ્ચ જ્ઞાન આપવા માટે પ્રથમ કૉલેજ કાઢવાનું માન વડોદરા રાજ્યને ઘટે છે.

૧૮૯૧માં કૉલેજમાં લૉ કલાસ નીકળી; તેમાં પહેલી એલ્એલ્. બી.નું શિક્ષણ અપાતું હતું. જેમ ઇલાકામાં અન્યત્ર પહેલી એલ્ એલ્. બી. ના વર્ગો બંધ થયા તેમ ૧૯૦૮ માં વડોદરાનો તે વર્ગ બંધ થયો.

૧૯૧૫ માં શ્રીમંત મહારાજા સાહેબે કૉલેજને અંગે તુલનાત્મક ધર્મના અભ્યાસનું વિદ્યાલય કાઢયું, ને

તે પ્રોફેસર વિજરીના હાથ નીચે મૂક્યું. ધર્મ ને તત્ત્વજ્ઞાનનાં અનેક વિદ્વત્તાપૂર્ણ પુસ્તકો, અને એક તત્ત્વજ્ઞાનનું ત્રૈમાસિક ને એક સમાજશાસ્ત્રનું ત્રૈમાસિક (ઇલાકામાં ને હિંદમાં પ્રથમ જ તેવું ત્રૈમાસિક હતું), તે વિદ્યાલયદ્વારા પ્રગટ થયાં. પણ ૧૯૨૨માં તે બંધ કરવામાં આવ્યું. છતાં તે વિષયનો શ્રીમંત મહારાજા સાહેબનો રસ સતત ચાલુ છે, ને તેના અભ્યાસને માટે તે વિદ્યાલયના એક વખત ફેલો ને હમણાં કૉલેજમાં પ્રોફેસર, શ્રી મગનલાલ બુચને શ્રીમંતે ઇન્ગ્લંડ મોકલ્યા છે.

તુલનાત્મક ધર્મને માટે વ્યવસ્થા થઇ તે જ વખતે ગૃહવિજ્ઞાનના ઉચ્ચ અભ્યાસ માટે શ્રીમંતે મિસિસ સ્ટ્રૅાગની નીમણુક કરી હતી અને તે નીમણુક થોડાં વર્ષ ચાલુ રહી.

કૉલેજની શરૂઆતથી ૨૫ વર્ષ દર્મિયાન કૉલેજમાંથી એકંદરે ઇન્ટર સાયન્સમાં ૧૬ ને બી. એસ સી. માં ૧૯ વિદ્યાર્થીઓ પાસ થયા, પણ તે પછીનાં વર્ષોનાં વિજ્ઞાનની કેળવણી માટે જરૂરીઆત વધુ ને વધુ વધતી ગઈ, અને તેનો વિરોધ એવો સ્પષ્ટ છે કે જ્યારે ૧૯૦૭ ના કૉલેજ રૌપ્ય મહોત્સવના વર્ષમાં ઈન્ટર સાયન્સમાં ૧ વિદ્યાર્થી ને બી. એસ. સી. માં ૩ પસાર થયા ત્યારે તે પછીનાં પચીસમે વર્ષે ઇન્ટર સાયન્સમાં ૯૫ ને બી. એસ. સી. માં ૩૬ પસાર થયા. અત્યારે સાહિત્ય ને વિજ્ઞાન બંને શાખાઓ વિદ્યાર્થીઓની સંખ્યામાં લગભગ સરખી ખીલેલી છે, અને જો કે વડોદરામાં એક જ કૉલેજ છે, છતાં મકાનો બે થવાથી ને વિદ્યાર્થીઓ ને પ્રોફેસરોની સંખ્યા ઘણી વધવાથી વડોદરા આર્ટ્સ કૉલેજ

ને જ્યુબિલી સાયન્સ ઇન્સ્ટિટ્યુટ, એમ બે વિભાગ લગભગ જુદાં અસ્તિત્વ ભોગવવાને પરિપૂર્ણ ખીલેલા છે, અને કૉલેજના એ બંને વિભાગના વિદ્યાર્થીઓની કુલ સંખ્યા પ્રતિવર્ષ લગભગ ૧૧૦૦ હોય છે.

ઉચ્ચ માનસિક કેળવણી લેનારાઓ શારીરિક કેળવણીથી વંચિત ન રહે તેની વ્યવસ્થા પણ ઘટિત રીતે કૉલેજમાં રાખવામાં આવી છે. ૧૯૨૭માં કૉલેજમાં લશ્કરી ટૂકડીની સ્થાપના વડોદરા સરકારે મંજૂર કરી, અને તે માટે ત્રણ પ્રોફેસરોને લશ્કરી અમલદારના હાથ નીચે જરૂર જોગી કેળવણી આપવાની સગવડ જનરલ નાનાસાહેબ શિંદેએ કરી આપી હતી. શરુઆતમાં બે વર્ષમાં કૉલેજના વિદ્યાર્થીઓની લશ્કરી ટૂકડી વડોદરા રાજ્યના લશ્કરના લેફ્ટેનન્ટ અમલદારના હાથ નીચે કેળવણી લેતી હતી, પણ ૧૯૨૯ થી તે કેળવણી કૉલેજ પ્રોફેસરોના હાથ નીચે સ્વતંત્ર રીતે લેવાય છે. ૧૯૩૨ ની સાલથી કૉલેજનાં પ્રથમ બે વર્ષના વિદ્યાર્થીઓને માટે શારીરિક કેળવણી ફરજિયાત કરવાની વ્યવસ્થા અસ્તિત્વમાં આવી છે, તે માટે કૉલેજ ડિરેકટર, ડેપ્યુટી ડિરેકટરો ને ફિઝિકલ ઇન્સ્ટ્રકટરની ઘટિત દેખરેખની ગોઠવણ કરવામાં આવી છે.

## પરિણામ

ઉચ્ચ કેળવણીની ઉપર મુજબ રાજ્યની ગોઠવણનું પરિણામ રાજ્યના ને રાજ્ય બહારના અનેક ક્ષેત્રોમાં આકર્ષક રીતે સંગીન આવ્યું છે. કૉલેજના સ્નાતકોની મોટી સંખ્યા વડોદરા રાજ્યના ઉપલા ને મધ્યમ વર્ગના

નોકરમંડળમાં સ્થળે સ્થળે જોવામાં આવશે. વળી તે સ્નાતકોમાંની સારી સંખ્યા બ્રિટિશ રાજ્યના નોકરવર્ગમાં ને તે રાજ્યમાં વકીલ, દાક્તર કે શિક્ષકના ઉન્નત ધંધામાં રોકાયેલી જોવામાં આવશે. કેટલીક સંખ્યા વેપારમાં કે કેટલીક સમાજસુધારણાની પ્રવૃત્તિમાં, ને કેટલીક રાજકીય પ્રવૃત્તિમાં રોકાયેલી માલમ પડશે. કોઈ પણ દેશની કોઇ પણ સંસ્થા જેને માટે ગર્વ લઈ શકે એવાં નામો વડોદરા કૉલેજના અધ્યાપક મંડળમાં જોડાયેલાં હતાં:—સર થોમસ મિડલટન અને લિટલ્ડેલ, જેક્સન ને કલાર્ક, ગજ્જર ને મસાણી, મનુભાઇ મહેતા ને જગજીવન શાહ, આર્તે ને જોશી. કૉલેજના અત્યારના પ્રોફેસરોને માટે મારે લખવું એ ઉચિત નથી, છતાં ઈલાકાની કૉલેજોમાં વડોદરા કૉલેજ ગર્વથી પોતાનું ડોકું ઊંચુ કરી શકે એવું તેનું અધ્યાપક-મંડળ છે એટલું કહેવું એ જરા પણ અસમીચીન લાગતું નથી. કૉલેજના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓમાં વિનાયક નંદશંકર મ્હેતા, ને ધીરજલાલ ડાહ્યાભાઈ નાણાવટી, મટુભાઇ ને મોહન કાંટાવાળા, મિસિસ હંસા મ્હેતા ને જયશ્રી રાયજી, બિહારીલાલ ઠાકુર ને રાજેન્દ્ર દલાલ, કનૈયાલાલ મુન્શી ને રમણલાલ દેસાઈ, પ્રોફેસર મોહનલાલ દવે ને પ્રિન્સિપલ નગીનદાસ શાહ, પ્રો. મ. ગ. શાસ્ત્રી ને જે. જે. અસાના, મિ. એસ. એસ. નાયક ને મિ. ટી. ટી. કોઠાવાલા જેવાઓનાં નામોથી કૉલેજ ખરે જ ગર્વિત થઈ શકે તેમ છે. શ્રી અરવિંદ ઘોષ, મિ. રેડ્ડિ ને મિ. રત્નસ્વામી પણ એક વખત કૉલેજના અંગ હતા. એ બીના પણ કૉલેજને અભિમાન કરાવે તો વાસ્તવિક છે. કૉલેજ હમેશ એવી

ઉચ્ચ કક્ષા પર રહી છે કે તેને માટે તેના વિદ્યાર્થીઓએ પણ હમેશ ગર્વ ને પૂજ્યભાવ ધરાવ્યા છે. ભૂતપૂર્વ ને પરપ્રાંતીય એક જ પ્રખ્યાત વિદ્યાર્થીના શબ્દોનું આ સંબંધમાં અવતરણ બસ થશે. મિ. બિહારીલાલ ઠાકુર, કરાચીની સેન્ટ્રલ બૅંક ઓફ ઇન્ડીઆના એજન્ટના નીચેના ઉદ્ગારોનું ભાષાંતર આ સંબંધમાં આપું છું.

"કૉલેજ છોડ્યા પછી મને હિંદમાં જુદા જુદા ભાગોમાં બીજી કેટલીક કૉલેજો જોવાના પ્રસંગો પ્રાપ્ત થયા હતા, અને હું કહેવાને મગરૂબ છું કે કેળવણીને માટે વડોદરા કૉલેજે જે તકો પૂરી પાડે છે તેમાં બીજી ઘણી કરતાં તે ચઢી જાય છે ને કોઈપણ કૉલેજ કરતાં ઊતરતી તો નથી જ."*

## ભાષણોની પ્રથા

પણ માત્ર એક સંસ્થાદ્વારા, ઉચ્ચ કેળવણી અપાય છે એટલું જ જો વડોદરામાં હોત તો અન્યત્ર છે તેવી સાધારણ પદ્ધતિ વડોદરામાં છે, ને તે સારા પાયા પર છે એટલો આપણને સંતોષ રહેત. પરંતુ, આપણે તેથી વિશેષ વડોદરામાં જોઈએ છીએ, અને તે પ્રાસંગિક ઉચ્ચ પ્રકારનાં ભાષણોદ્વારા પરોક્ષ રીતે અપાતી સાંસ્કૃતિક ઉચ્ચ કેળવણીની પ્રથા છે.

જેવી રીતે પશ્ચિમમાં નોબેલપ્રાઈઝની વ્યવસ્થા છે તેના જેવી રીતની વ્યવસ્થા આ રાજ્યમાં સ્થાપિત કરી શ્રીમંત ભારતવર્ષના વિખ્યાત વિદ્વાનોને વડોદરામાં

* Baroda College Golden Jubilee Commemoration Volume, p. 55.

આમંત્રે છે, ને તેમના આજીવન અભ્યાસના વિષયપરનાં ઘણી ઉચ્ચ કોટિનાં વ્યાખ્યાનોનો લાભ જનતાને અપાવે છે. તે યોજનાને અંગે સર રાધાકૃષ્ણ, શ્રી. નટરાજન, ડૉ. ગંગાનાથ, સર જગદીશચન્દ્ર બોસ વગેરે પ્રખર વિદ્વાનોના જ્ઞાનનો લાભ વડોદરાને મળ્યો હતો. તેવી જ રીતે ઉત્તમ કોટિના મહારાષ્ટ્રીય ને ગુર્જર વિદ્વાનોને પણ ભાષણ આપવા પારિતોષિક આપી આમંત્રણ કરવાની યોજના શ્રીમંતે કરી છે. તે યોજનાને અંગે આચાર્યવર્ય આનંદશંકર ધ્રુવ, દી. બા. કેશવલાલ ધ્રુવ. શ્રી કનૈયાલાલ મુન્શી, શ્રી રમણલાલ દેસાઈ વગેરેને ભાષણોની વ્યવસ્થા એ પણ ઉચ્ચ કેળવણીની પરોક્ષ વ્યવસ્થા જ ગણાય.

### ભવિષ્ય

ભવિષ્ય કોણ કલ્પી શકે ? પણ ભવ્ય ભવિષ્યનાં બીજ વડોદરાની ઉચ્ચ કેળવણીની વર્તમાન સામગ્રીઓમાં છે જ, તે સ્પષ્ટ છે. વડોદરામાં સેન્ટ્રલ લાયબ્રેરીની સંસ્થા છે, જેમાં સુમારે એક લાખ પુસ્તકો છે, ને તે દેશમાં સારામાં સારાં પુસ્તકાલયોમાંનું એક ગણી શકાય તેવું પુસ્તકાલય છે. વડોદરામાં પ્રાચ્ય વિદ્યાલય છે તેમાં હસ્તલિખિત પુસ્તકોનો જથ્થો છે. વડોદરામાં સુંદર ને મોટું સંગ્રહસ્થાન છે, જેમાં ભવ્ય આર્ટ ગૅલેરી–ચિત્રકળાના સંગ્રહો છે. વડોદરામાં કળાભવન છે, જેમાં હુન્નર ને કળાની કૉલેજની શકયતા છે. વડોદરામાં મોડેલ ફાર્મ છે–આદર્શ કૃષિક્ષેત્ર છે, જેમાં કૃષિમહાવિદ્યાલયની શકયતા છે. હાલજ ૫૦,૦૦૦ રૂપિયાની શ્રી જસુમતી ડોસાભાઈની ઉદાર સખાવત સરકારે સરકારે સ્વીકારી તે દિશામાં શુભ

શરુઆત કરી છે. વડોદરામાં સુમારે ૩૦૦ પથારીઓથી દર્દીઓની સારવાર થઈ શકે તેવી મોટી હૉસ્પિટલ છે, ને તેમાં દાક્તરી મહાવિદ્યાલયની શક્યતા છે. વડોદરામાં રેલ્વે ને વીજળીનાં કારખાનાં છે, ને તેમાં ઈજનેરી જ્ઞાનના મહાવિદ્યાલયની શક્યતાઓ છે.

૧૯૦૮ની સાલથી વડોદરાની સ્વતંત્ર યુનિવર્સિટિ સ્થાપવાની બાબતની વિચારણા થોડાં થોડાં વર્ષોને અન્તરે ચાલુ રહ્યા કરે છે. ઘણાને — વડોદરા બહારનાને તેમજ વડોદરા અંદરના માણસોને–એમ લાગે છે કે વડોદરામાં સ્વતંત્ર યુનિવર્સિટિ સ્થાપવાનો સમય આવી પહોંચ્યો છે, અને હીરકમહોત્સવને અંગે એકઠાં થયેલાં નાણાં તે માટે વાપરવાં એવી સૂચના "ટાઈમ્સ ઑફ ઇન્ડિયા"માં કેટલાક લેખોમાં આવી ગઈ છે. પરંતુ કેટલાકનો એવો પણ મત છે કે વડોદરામાં ઉચ્ચ મહાવિદ્યાલયો યુનિવર્સિટિને જોડાયેલાં રહે તે ઇચ્છવા જોગ છે. એટલું નક્કી કે મુંબઈ યુનિવર્સિટિનું માત્ર અન્ધ અનુકરણ કરે એવી યુનિવર્સિટિ, જ્યારે પણ વડોદરામાં યુનિવર્સિટિ સ્થપાશે ત્યારે નહિ જ અસ્તિત્વમાં આવે, પણ જેમ અનેક બાબતોમાં પહેલ કર્યાનું માન શ્રીમંતને ઘટે છે તેમ કોઈ વિશિષ્ટ સ્વરૂપની યુનિવર્સિટિ—જે અન્ય સ્થળોને દાખલારૂપ બને, એવી અસ્તિત્વમાં આવશે; એવી શુભ આશા, એવા સુખદ સ્વપ્ન સાથે આ લેખ સમાપ્ત કરતાં શ્રીમંત મહારાજા સાહેબને ને શ્રીમંતના કુટુંબને દીર્ઘ આયુષ્ય પ્રભુ અર્પે એવી પ્રાર્થના કરું છું.*

* ડિસેંબર ૧૯૩૫.

## નાયકનાયિકાપ્રકાર અને કલ્પનાવિહાર

રૂપકનો મુખ્ય પુરુષ તે નાયક. તેના ૪૮ પ્રકાર દર્શાવી શકાય છે, ને નાયિકાના ૩૮૪ પ્રકાર દર્શાવી શકાય છે. નાટ્યશાસ્ત્રમાં આપણા રસિક વિદ્વાનોએ કેટલી સૂક્ષ્મ વિવેચનશક્તિ વાપરી હશે તે સ્પષ્ટ સમજાય છે.

નાયકના ૪ પ્રકાર–ધીરોદાત્ત, ધીરોદ્ધત, ધીરલલિત, ને ધીરશાન્ત ગણાવાય છે, ને શૃંગારપરત્વે તે દરેકના–અનુકૂલ, દક્ષિણ, ધૃષ્ટ, અને શઠનાયક એમ ચાર ચાર પ્રકાર હોવાથી એકંદરે ૧૬ પ્રકાર થાય છે. તે દરેકના ઉત્તમ, મધ્યમ ને અધમ નાયકભેદ હોવાથી એકંદરે ૪૮ નાયક થાય છે.

જે નાયક મહાસત્ત્વ, એટલે સુખદુઃખ કે હર્ષશોકના વિકારથી અનવલિપ્ત રહે એવો, અતિગમ્ભીર, કૃપાવાન

અને અવિકત્થન એટલે આત્મસ્તુતિ ન કરે એવો હોય તે ધીરોદાત્ત નાયક કહેવાય છે. રામાયણમાં રામ ધીરોદાત્ત નાયક છે. મહાભારતમાં યુધિષ્ઠિર, અર્જુન, ભીષ્મ ધીરોદાત્ત નાયક છે. "સરસ્વતીચંદ્ર"માં સરસ્વચંદ્ર ધીરોદાત્ત નાયક છે.

જેનામાં દર્પ ને માત્સર્ય અતિશય હોય, જે ચંડવૃત્તિવાળો, મતલબ ચંચળતાથી ને શૂરતાથી ભરપૂર હોય, અને જે વિકત્થન હોય, એટલે આત્મસ્તુતિ કરે એવો હોય તે નાયક ધીરોદ્ધત નાયક કહેવાય છે. મહાભારતમાં ભીમ ધીરોદ્ધત નાયક છે. 'પૃથ્વીવલ્લભ'માં મુંજ ધીરોદ્ધત નાયક છે.

જે નિશ્ચિન્ત, કળાયુક્ત, ને મૃદુ હોય તે ધીરલલિત નાયક કહેવાય છે. 'રત્નાવલિ'માં વત્સરાજ ધીરલલિત નાયક છે. 'જયાજયન્ત'માં જયન્ત ધીરલલિત નાયક છે.

જે ધીર, શાન્ત, પ્રસન્નાત્મા હોય, અર્થાત્ ઉપલા ત્રણથી અન્ય પ્રકારનો જે નાયક હોય તે ધીરશાન્ત નાયક કહેવાય છે. 'માલતીમાધવ'માં માધવ એવો નાયક છે. આ સામાન્ય ગુણોવાળો નાયક છે, એનામાં ઉપલા ત્રણમાં અમુક ગુણવિશેષ હોય છે તેવું નથી હોતું. 'જયાજયન્ત'માં કાશીરાજ ધીરશાન્ત ગણી શકાય.

આ પ્રમાણે ચાર પ્રકારના નાયકને વિષે શૃંગારપરત્વે વિચારણા કરતાં બીજા ચાર ઉપપ્રકાર થાય છે, અનુકૂલ, દક્ષિણ, ધૃષ્ટ ને શઠ.

જે નાયક એક જ નાયિકાને વિષે આસક્ત હોય તે અનુકૂલ નાયક કહેવાય છે. રામ અનુકૂલ નાયકનું ઉદાહરણ છે.

જે નાયક અનેક નાયિકાઓને વિષે એક સરખો આસક્ત હોય તે દક્ષિણ નાયક કહેવાય છે. કૃષ્ણ દક્ષિણ નાયકનું ઉદાહરણ છે.

જે નાયક અપરાધ કર્યા છતાં ભય વિનાનો હોય, તિરસ્કૃત થયા છતાં જેને લજ્જા ન હોય ને જેનો દોષ જોવાયો હોય છતાં જે જૂઠું બોલે એવો હોય, એવો નાયક ધૃષ્ટ નાયક કહેવાય છે; અને જે નાયક એક નાયિકાને વિષે આસક્ત હોય ને અન્યને બહારથી પ્રેમ બતાવે અને છૂપી રીતે વિપ્રિય કરનાર હોય, તે શઠ નાયક કહેવાય છે.

નાયિકા સ્વા સ્ત્રી, અન્યા સ્ત્રી (પરકીયા)ને સાધારણા સ્ત્રી એમ હોઈ શકે.

સ્વા નાયિકા, મુગ્ધા, મધ્યા ને પ્રગલ્ભા (પ્રૌઢા) હોઈ શકે, ને તેમાં મધ્યા ને પ્રગલ્ભા એ પ્રત્યેક ધીરા, અધીરા, ને ધીરાધીરા હોઈ શકે, અને તે પ્રત્યેક જ્યેષ્ઠા ને કનિષ્ઠા હોઈ શકે. આમ સ્વા નાયિકાના ૧૩ ઉપપ્રકાર થઈ શકે.

અન્યા નાયિકા પરોઢા (પારકી સ્ત્રી) કે કન્યકા હોય; એટલે એના ૨ ઉપપ્રકાર થઈ શકે.

સ્વા નાયિકાના ૧૩, ને અન્યાના ૨, ને સાધારણા મળી એકંદરે ૧૬ પ્રકારની નાયિકા ગણાવાય.

ધીરા, ધીરાધીરા ને અધીરા મધ્યા કેવી હોઈ શકે તેનો ખ્યાલ 'સાહિત્યદર્પણ' આપે છે કેઃ—

મધ્યા ધીરા પોતાના વલ્લભને વક્રોકિતના પ્રહારથી રોષ વડે બાળે છે, જ્યારે ધીરાધીરા તેને બદલે રુદનનો ઉપયોગ કરે છે, ને અધીરા પરુષ, અર્થાત્ કઠોર વાણીનો ઉપયોગ કરે છે.

ઉદાહરણ આપવાનો આ લેખમાં પ્રયત્ન કર્યો નથી, છતાં "સાહિત્ય દર્પણ"માં આપેલું મધ્યા ધીરાધીરાનું દૃષ્ટાન્ત એવું સુંદર છે કે તેનો સંસ્કૃતમાંથી ગુજરાતીમાં અનુવાદ આપવા મન લલચાય છે. તે આ મુજબ છે.

બાલે ! નાથ ! તું રોષત્યાગ કર ના ! રોષે બગાડયું શું મેં?
રોષે ખેદભરી બની મમ વિષે; ના દોષ ત્યાં આપનો;
તો શેં ગદ્ગદ્ કંઠથી રડી રહી? કોની સમક્ષે રડી?
મારી; આપની થાઉં શી હું? દયિતાઃ તેવી નથી તે રડું.

પ્રગલ્ભા ધીરા ક્રુદ્ધ થયે સતે છન્ન કોપાકૃતિ છે જેની એવી, બહારથી આદર બતાવતી, પ્રેમ દર્શાવતી, અંદરખાને ઉદાસીન રહે છે, જ્યારે પ્રગલ્ભા ધીરાધીરા ક્રુદ્ધ થયે સતે પ્રિય જેવાં જણાતાં પણ અપ્રિય વચનોથી પોતાના વલ્લભને ખિન્ન કરે છે. અધીરા પ્રગલ્ભા જ્યારે રોષમાં આવે છે ત્યારે પોતાના નાયકનો ત્યાગ કરે છે કે અપમાન કરે છે.

ઉપરના સોળે પ્રકારના અવસ્થાભેદ કરીને બીજા ૮ ગૌણ પ્રકાર ગણાવાય છે; તે સ્વાધીનપતિકા, વાસકસજ્જિતા, વિરહોત્કંઠિતા, વિપ્રલબ્ધા, ખંડિતા, કલહાન્તરિતા, પ્રોષિત-ભર્તૃકા અને અભિસારિકા છે. આમ ગણતાં ૧૬×૮=૧૨૮ પ્રકાર થાય છે, ને તે દરેકના ઉત્તમ, મધ્યમ ને અધમ એમ ત્રણ પેટા ભાગ ગણતાં એકંદરે ૩૮૪ પ્રકારની નાયિકા ગણાવાય છે.

જે સ્ત્રી હમેશ પોતાના સ્વામીથી લાલિત હોય, અર્થાત્ સ્વામી જેનો પોતાને વિષે અધીન હોય એવી નાયિકાને સ્વાધીનપતિકા કહેવાય છે.

વાસક એટલે વાસગૃહ, કેલીગૃહ. પ્રિયના આગમન સમયે જે સ્ત્રી પોતાના કેલીગૃહને ભોગોપકરણવડે હર્ષથી તૈયાર કરે તેને વાસકસજ્જિતા કહેવાય છે.

જે પ્રિયવિલમ્ભને વિષે ઉત્કંઠિત મનવાળી, આર્ત્ત બને, જેનો વલ્લભ આવવાને કૃતનિશ્ચય હોય છતાં દૈવથી ન આવી શકે, ને તેના અનાગમનજનિત દુઃખને લીધે આર્ત્ત થયેલી સ્ત્રી હોય, તે વિરહોત્કંઠિતા કહેવાય છે.

કોઈ વાર કોઈ સ્થળે સંકેત દર્શાવીને પછી દયિત અથવા વલ્લભ જે સ્મર વડે પીડિત સ્ત્રીને છેતરે તે સ્ત્રી વિપ્રલબ્ધા કહેવાય છે. વિપ્રલબ્ધા એટલે વઞ્ચિતા, છેતરાયેલી.

જે સ્ત્રીનો વલ્લભ બીજે સ્થળે રાત્રીનું નિર્ગમન કરીને પ્રાતઃકાલે દર્શન દે તે સમયે અન્ય સ્ત્રી સાથેનાં સંભોગચિહ્નથી કુપિત થયેલી હોય તે ખંડિતા કહેવાય છે. ખંડિતા એટલે કુપિતા, કોપમાં આવેલી.

કોપ વડે પોતાના કાન્તને તરછોડીને જે પછીથી તાપસમન્વિત થાય, અર્થાત્ ક્રુદ્ધ થાય તે સ્ત્રી કલહાન્તરિતા નાયિકા કહેવાય છે.

જે સ્ત્રીનો કાન્ત દેશાન્તર ગયે સતે તે ખિન્ન થાય, મનોભવદુઃખાર્ત થાય તેવી નાયિકા પ્રોષિતભર્તૃકા કહેવાય છે. કાન્ત શબ્દનો બરાબર અર્થ બહુ સૂચક ને રસદર્શક છે. કારણ કે કાન્તની વ્યાખ્યા નીચે મુજબ છે:

**कथाभिः कमनीयाभिः काम्यैर्भोगैश्च सर्वथा।**
**उपचारैश्च रमयेद्यः स कान्त इतीर्यते॥**

કમનીય કથાઓ ને કામ્ય ભોગવડે, સર્વ રીતે, પ્રેમોપચાર વડે રમાડે, આનન્દ પમાડે તે કાન્ત કહેવાય છે. અર્થાત્, જે નર્મગોષ્ઠીઓ ને પ્રેમોપચાર વડે પોતાની વલ્લભાને આનન્દિત કરવા તત્પર હોય તે કાન્ત. આવો નાયક, જે કાન્ત તરીકે ઓળખાય છે, તે અન્ય દેશ જાય

ને નાયિકા દિલગીર થાય, તે પ્રસંગને અનુલક્ષીને નાયિકા, પ્રોષિતભર્તૃકા કહેવાય છે.

કાન્તના અભિસરણને વિષે ઉદ્યુક્ત એવી, સ્મરથી પીડિત જે નાયિકા હોય, તે અભિસારિકા કહેવાય છે.

ઉપલા દરેક પ્રકારની નાયિકાના યૌવનદશાપરત્વે ત્રણ ઉપપ્રકાર દર્શાવાય છે, મુગ્ધા, મધ્યમા, પ્રૌઢા. જેનું યૌવન હજી ખીલતું છે ને તેને લીધે જેનો મન્મથ લજ્જાથી અંકુશિત છે, અર્થાત્ જેની વૃત્તિઓ લજ્જાથી આવિર્ભાવ પામી નથી શકતી એવી ઉદયદ્યૌવના નાયિકા મુગ્ધા કહેવાય છે. આથી આગળ, જેનું યૌવન ઉદિત થયેલું હોય પણ તે છતાં લજ્જા અને મન્મથને વિષે જે ઝોલાં ખાતી હોય, લજ્જા ને મન્મથ બંને સરખી રીતે જેનામાં ડોકીઆં કરતાં હોય એવી નાયિકા મધ્યા કહેવાય છે. તેથી આગળના ક્રમમાં, જે નાયિકાનું યૌવન સંપૂર્ણ હોય અને જેના સ્મર વડે વ્રીડા–લજ્જા મંદીકૃત હોય, એવી નાયિકા પ્રૌઢા કહેવાય છે.

આ પ્રમાણે જોતાં માલમ પડશે કે સાહિત્યરસિકતામાં આપણા દેશના પંડિતોએ પૃથક્કરણ કરવામાં કાંઈ કચાશ રાખી નથી. બૌદ્ધિક પૃથક્કરણથી કાંઈ રસની સમીક્ષા થઈ શકતી નથી, ને રસપાન લાગણીથી થાય છે, બુદ્ધિથી નહિ, એ તદ્દન ખરી વાત છે. પણ હાલની અભ્યાસશૈલીમાં જેને Poetry નું Appreciation કહેવામાં આવે છે, અર્થાત્ કાવ્યનું રસનિરીક્ષણ કહેવામાં આવે છે, તે મોટે ભાગે શાબ્દિક હોય છે. અભ્યાસક કાવ્યવાંચનને અન્તે 'ઓહો!' 'અહાહા' 'કેવું સુન્દર!' 'ભવ્ય!' 'કેવળ

અત્યન્ત સુન્દર !' 'અનુકરણીય !' એમ રસસમીક્ષા ઉચ્ચારે એનું નામ ખરું Appreciation નહિ. એ ખરું રસપાન નહિ, એવા રસમીમાંસાના પ્રયોગો માત્ર કેવળપ્રયોગી અભ્યયની ગરજ સારે છે. ખરી મજા જો નાટયશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, કાવ્યશાસ્ત્રનું સાધારણ જ્ઞાન મેળવ્યું હોય તો જ પ્રાપ્ત થઈ શકે છે, અને તેવા જ્ઞાનને અન્તે થયેલા રસપાનમાં ને તેથી વઞ્ચિત રહેલા રસપાનમાં આસમાન-જમીન જેટલો ફેર પડે છે.

સાહિત્ય ને કાવ્યશાસ્ત્રના પારિભાષિક શબ્દો કલ્પનાથી અન્ય ક્ષેત્રોમાં દોડાવીએ તો પણ તેમ કહી શકાય ને જિન્દગીનાં રૂપકોને વિષે પણ આપણે ગુપ્ત, છતાં ઘણો આનંદ મેળવી શકીએ, એ નિઃસંદેહ છે. જીવન જ નાટકરૂપ છે; એની રંગભૂમિ પર અનેક ખેલ ખેલાય છે. શૃંગારના પારિભાષિક શબ્દો વાપરી શૃંગારેતર વિષયોનું રસદૃષ્ટિએ નિરીક્ષણ આપણને આનન્દ આપી શકે. જુઓ કે સમાજ-સેવામાં, કે રાષ્ટ્રસેવામાં, કે જીવનકર્ત્તવ્યમાં કે અભ્યાસના વિષયોમાં પણ અનુકૂલ નાયક વા દક્ષિણ નાયક વા ધૃષ્ટ નાયક વા શઠ નાયક આપણે કલ્પી શકીએ ને રસની ને નીતિની મૂલ્યઆંકણી કરી શકીએ.

સમાજસેવામાં જેણે ઝંપલાવ્યું હોય તેવા અનન્ય વૃત્તિથી સેવા જ કરનારાઓ તે ક્ષેત્રના અનુકૂલ નાયકને તેટલા માટે ઉત્તમ સેવક ગણી શકાય, પણ જેનું ઢોલ વગાડાતું હોય સમાજસેવાનું ને જેની આસક્તિ હોય કીર્તિ પર પણ ખરી, તેવી રીતે સમાજસેવા કરનારા સમાજસેવકો માત્ર દક્ષિણ નાયક ગણાય. અને આવા કયાં ઓછા હોય છે?

ઘણા આવા હોય છે. અરે એટલું જ નહિ, પણ વાત હોય લોકસેવાની ને નિર્ભયતાથી લક્ષ્મીની આસક્તિ કરતા હોય એવા ધૃષ્ટ સમાજસેવકો પણ ક્યાં નથી હોતા? તેથી પણ આગળ જઈને સમાજસેવાને માત્ર સાધનરૂપ ગણી સ્વાર્થસેવા કે કુટુંબસેવામાં આસક્ત રહેનાર અને લોકનું વિપ્રિય કરનાર, શઠ સેવકો પણ સમાજમાં કોઈ કોઈ વાર જોવામાં આવે છે. કાઢયો હોય નિરાશ્રિતઆશ્રમ ને તેના નિર્વાહને અંગે છૂપી રીતે કુટુંબનિર્વાહ ને સ્વાર્થનિર્વાહ થતો હોય, તો સમાજસેવાની રંગભૂમિ પર એવું આચારણ કરનાર માત્ર શઠનાયક ગણી શકાય.

બીજાં ક્ષેત્રો પડતાં મૂકીએ અને અભ્યાસની રંગભૂમિ પર કલ્પના દોડાવીએ. વિદ્યા વિષે જ આસક્ત એવા અભ્યાસકો અનુકૂલ વિદ્યાર્થીઓ ગણી શકાય. એમને માત્ર એક જ આસક્તિ આકર્ષે છે—વિદ્યાસક્તિ. નથી તેમને છાત્રાલયનાં ભોજનો આકર્ષતાં કે નથી તેમને મિત્રોના ગામગપાટા આકર્ષતા; નથી તેમને શારદાપીઠમાં દાખલ થતાં તોફાનનો તનમનાટ ને થનગનાટ આકર્ષતો કે નથી તેમને શિક્ષણઓરડાની ડાબી કે જમણી બાજુ આકર્ષતી; નથી તેમને આલસ્યની આસક્તિ આકર્ષતી કે નથી તેમને રમતગમતના રંગરાગ આકર્ષતા. આવા કૉલેજિઅનની સ્તુતિ કરવી કે ઉચ્ચ મૂલ્યઆંકણી કરવી, એ આ લખવાનો ઉદ્દેશ જ નથી; માત્ર રસસમીક્ષાની દૃષ્ટિએ એને અનુકૂલ વિદ્યાર્થી કહી શકાય, એટલું આપણે ચોક્કસ કહી શકીએ.

બીજા પ્રકારના કૉલેજિઅન આપણા દક્ષિણ નાયકની કોટિમાં આવે. તેમનું, મતલબ તેવાઓનું મન તુલ્ય રીતે

વિદ્યા અને કૉલેજસ્વતંત્રતા બંને વિષે આસક્ત હોય છે. મારે કહેવું જોઇએ કે 'કૉલેજસ્વતંત્રતા' બહુ વ્યાપક અર્થવાળો સમાસ છે. ક્રિકેટ ખેલવી, ટેનિસ ટીપવી, પર્યટન કરવાં, તાળીઓ ટપટપાવવી, પગ ઠોકવા, ચિત્રો કાઢવાં, ટોળ કરવી, સુધરેલી રીતે કહીએ તો હાસ્યવિનોદ કરવા, વગેરે વગેરે, ગણાવાય તેમ જ ન ગણાવાય, કલ્પાય તેમજ ન કલ્પાય, એવું બધું જ કૉલેજસ્વતંત્રતાના અનુભવમાં આવી જાય છે. વિદ્યા ને કૉલેજસ્વતંત્રતા, એ બંને વિષે આસક્ત કૉલેજનાયકોને આપણે દક્ષિણ વિદ્યાર્થીઓ કહી શકીએ. વાચકને મારે ખાસ કહેવું જોઈએ કે આ માત્ર રસસમીક્ષા જ છે. 'નિવૃત્તિવિનોદ'નો 'શિખામણ' પરનો મારો નિબંધ જેણે જોયો હશે તે તરત સ્વીકારશે કે ઉપદેશ કે શિખામણ મને બીલકુલ પ્રિય નથી; માત્ર વસ્તુસ્થિતિનું પૃથક્કરણ જ અહિં કલ્પ્યું છે.

ત્રીજા પ્રકારના અભ્યાસકો ધૃષ્ટ વિદ્યાર્થી ગણી શકાય. વિદ્યા ને કૉલેજસ્વતંત્રતા એ બેમાં નિર્ભયતાથી પાછલીમાં મન આસક્ત રાખે, એવા એ ધૃષ્ટ નાયક હોય છે.

ચોથા પ્રકારના અભ્યાસકો શઠનાયકની કોટિમાં આવે છે; એ કૉલેજસ્વતત્રતામાં જ આસક્ત હોય છે. પણ બહારથી વિદ્યાની પાછળ પડ્યા હોય એવો દેખાવ કરે છે. વાત કરે વિદ્યાપ્રાપ્તિની પણ હાજરીનું ઠેકાણું ન હોય, પુસ્તકોનું ઠેકાણું ન હોય, ને ચિત્ત અંદરખાનેથી ક્યાંતો ક્રિકેટ કે ટેનિસમાં જ હોય, કે તાળીનાદની યોજના ઘડવામાં જ કે પાદઘર્ષણની આબાદ યુક્તિ રચવામાં જ હોય, વગેરે વગેરે, ગણાવાય તેમ જ ન ગણાવાય, કલ્પાય તેમ જ

ન કલ્પાય એવું એવું કરવામાં જ તેમનું ચિત્ત આસક્ત હોય છે.

આમ રસશાસ્ત્રની દૃષ્ટિએ વિદ્યાર્થીઓના પણ અનુકૂલ, દક્ષિણ, ધૃષ્ટ ને શઠ નાયક એવાં વર્ગીકરણ થઈ શકે.

મારા પ્રિય વિદ્યાર્થીબંધુઓ! ઉપર કહ્યું તેમ, આ માત્ર રસસમીક્ષા જ છે, નીતિ વિવેચન કે દોષવિવેચન નથી, એ મારે ફરી સ્પષ્ટ કરવું જોઇએ. તમે કહેશો કે વિદ્યાર્થીનાયકોનું રસનિરીક્ષણ મેં કર્યું ને આચાર્યનાયકોનું ન કર્યું? તેનો એક ઉત્તર એ કે હું જાતે આચાર્ય છું; એટલે દરજ્જે સ્વાર્થ કબૂલ કરું છું. કાયદા ઘડનારાઓ પ્રજાને માટે નિયમો પર ભાર મૂકે છે, શાસકોને પાળવાના નિયમો કયા તે કહેતા નથી કે કયાં તો મોળી રીતે કહે છે. સ્મૃતિકારોમાં અનેક બાબતોને વિષે એવી વૃત્તિ તમને કયાં અજાણી છે? તેવાઓ એવી વૃત્તિને વશ થયા તો આચાર્ય બિચારો તેથી પર ન હોઈ શકે, એટલું તો ખરું જ ને? પણ તેનો બીજો ઉત્તર, જે મારે મન, ને મને ખાત્રી છે કે તમારે પણ અગત્યનો છે, તે એ કે આચાર્યજીવનના દૃષ્ટાન્ત કરતાં વિદ્યાર્થિજીવનના દૃષ્ટાન્ત વધુ સચોટ સમજાય ને આનંદ આપે એવા હોઈ શકે છે બાકી ઇચ્છા હશે તો આ રસસમીક્ષા એ દિશામાં આગળ ચલાવવા મને પોતાને અંગત રીતે જરા પણ વાંધો નથી. પણ કદાચ તેવી સમીક્ષાની આવશ્યકતા નથી, કારણ કે આચાર્યપ્રવૃત્તિ વિષે અનહદ વિવેચક શક્તિ, આચાર્યજીવનને વિષે અતિરસસમીક્ષા હમેશ તમારામાં તાજી જ હોય છે. કેમ ખરું કે નહિ?

## કાલિદાસ-સ્મૃતિદિન

આપ સર્વેને મળતાં મને ઘણો હર્ષ પ્રાપ્ત થાય છે. હું લાગણીપ્રધાન મનુષ્ય છું, અને મારા મિત્રોને, મારા શિષ્યોને, અને મારા પરિચિત સજ્જનોને હું જાહેરમાં મળું છું ત્યારે મને અનહદ આનંદ થાય છે. હું જગતને પ્રેમવશ જોઉં છું; અને તમારા પ્રેમને વશ થઈને તમારી સમક્ષ હાજર થાઉં છું.

### હંસા મહેતાની પ્રેરણા

કવિકુલગુરુ કાલિદાસનો સ્મૃતિદિન ગુજરાતમાં સ્થળે સ્થળે ઊજવવો એ પ્રેરણા હંસા મહેતાની પ્રેરણા છે. કાલિદાસની શિષ્ટ કૃતિઓ પ્રતિ જનતાની અભિરુચિ લોકપ્રિય બને તે હેતુથી સાહિત્યસભાઓએ કાલિદાસ સ્મૃતિદિન ઊજવવો એવી પ્રેરણા એમણે પ્રદર્શિત કરી, અને એમની

ઇચ્છા ફળીભૂત થાય તે હેતુથી એમના મારા પરના પત્રો મુજબ મેં એ ઉત્સવ માટે વડોદરા, સુરત, ભાવનગર, જૂનાગઢ, ભરુચ વગેરે સ્થળે સાહિત્યસભાઓના મંત્રીઓને વા પ્રમુખોને પત્રો લખ્યા. સર્વત્ર એ ઇચ્છા સ્વીકારાઈ. આપણી સાહિત્યસભાએ પણ એ પ્રેરણા વધાવી લીધી ને તેથી મને હર્ષ થયો, કારણ હંસાબેન આપણી સાહિત્યસભાનાં આજીવન સભ્ય છે.

## વર્ષોજૂના સંસ્કાર

વર્ષોજૂની વાત છે. મારી ઉંમર ૧૪ વર્ષની હતી ને હું મૅટ્રિક ક્લાસમાં ભણતો હતો. તમારામાંના ઘણા ગભરાયા હશો તેમ હું પણ તે વખતે સંસ્કૃતથી ગભરાયો હતો. સંસ્કૃતનું મારું જ્ઞાન કાચું નહોતું ને સંસ્કૃતમાં મને રસ નહોતો તેમ પણ નહોતું. પણ અમારા વખતમાં મૅટ્રિકમાં સંસ્કૃતના જે ભાઈ પરીક્ષક નીમાતા તેઓ સંસ્કૃતનો પ્રશ્નપત્ર અઘરો કાઢવામાં આનંદ માનતા. રૂપો પૂછે તો ૮ માર્ક માટે ૧૦૮ રૂપો લખવાનાં હોય. **शक्रृपच** તો હું કડકડાટ જાણતો હતો. આજે પણ હજી તે યાદ છે. અને રૂપો પણ ગોખવાની મને સારી ટેવ હતી, તેમ છતાં સંસ્કૃત વિષે હું ગભરાતો; કારણ મને નપાસ થવાનો ભય નહોતો પણ માર્ક ઓછા આવે તેનો ભય હતો. જ્યાં સુધી સાહિત્ય ને વ્યાકરણના જ્ઞાનમાં બરાબર શ્રદ્ધા થાય નહિ ત્યાં સુધી મને શાંતિ મળે તેમ નહોતું. તે શાંતિની શરુઆત મને કાલિદાસની કૃતિએ કરાવી. મૅટ્રિક ક્લાસના શરુઆતના વખતથી જ અમને **रघुवंश** શિખવવામાં આવ્યો હતો. પહેલો સર્ગ

અમે જલદીથી શીખી ગયા. અમે બીજા સર્ગે આગળ આવી પહોંચ્યા. તે સર્ગના પ્રથમ શ્લોકની શરુઆત કરતાં પહેલાં અમને તેનો સાર કહેવામાં આવ્યો, જેથી અમારી જિજ્ઞાસા તેજ બની ને કલ્પના કૂદવા મંડી. ઋષિની ગાય-રાજાની સેવા—સાંજ પડેને આશ્રમ પ્રતિ ગાયની પાછળ રાજાનું પ્રયાણ-સિંહને રૂપે શિવે કરેલી રાજાની કસોટી-સિંહ ને રાજાની વચ્ચે થયેલો સંવાદ-પુષ્પવૃષ્ટિ-**वरं वृणीष्व-सुदक्षिणायां तनयं ययाचे**-વગેરે વગેરેનો કલ્પેલો આનંદ વાચનને ઉત્તેજવા સમર્થ નીવડયો. શ્લોકે શ્લોક જલદી વાંચી સમજી જવાની તાલાવેલી જાગી. ઝપાટાબંધ બીજો સર્ગ મેં વાંચ્યો, વિચાર્યો, પુનરપિ વાંચ્યોવિચાર્યો, ને તે **મોંએ કર્યો**; મોંએ કર્યો એટલું જ નહિ પણ અનેક વાર મનમાં તેમ મોટેથી **ગાયો. ગાયો? હા, ગાયો.** હમણા ઘણી વાર મેં રમતા રખડતા છોકરાઓને ગાતા સાંભળ્યા છેઃ—ચલ ચલ રે નવ જવાન, ચલ ચલ રે નવ જવાન. થોડાક વખત પર તો એક બહુ જ બુઢ્ઢા માણસને છાતી કાઢીને રસ્તામાં "ચલ ચલ રે નવ જવાન" ગાતાં મેં જોયો હતો. પોતાને પ્રિય લાગતું ગાયન માણસને ઘેલો બનાવી દે છે-ગાયનઘેલો. હું પણ ગાયનઘેલો બન્યો; શાળામાં કે ઘેર, જ્યાં હોઉં ત્યાં, જરા મોં ખુલ્લું રાખી ઝોકાવી શકું તો હું ઝોકાવતો—

**अथ प्रजानामधिपः प्रभाते—**
**स्थितः स्थितामुच्चलितः प्रयाताम्—**
**ऊनं न सत्त्वेष्वधिकं बबाधे—**
**अलं महीपाल तव श्रमेण—**

**अमुं पुरः पश्यसि देवदारुम—**
**अल्पस्य हेतोर्बहु हातुमिच्छन्—**

વગેરે વગેરે, જે વખતે જે પંક્તિ હાથમાં આવી તેનાથ
શરૂ કરી આગળ દશપંદર શ્લોકો ગાઈ જતો ત્યારે મ
શાંતિ વળતી. મારું જ્ઞાન વધુ ને વધુ વિકસિત થતું ગ
ને તેમાં મને રસ પડ્યો. આખો સર્ગ મલ્લિનાથની ટીક
સાથે વાંચી ગયાથી મને કાવ્યાનંદનું સુંદર પૃથક્કરણ પ્રાપ
થયું. પરિણામે મારું સંસ્કૃતનું શબ્દજ્ઞાન ને વ્યાકરણજ્ઞાન
એકદમ વિશાળ બની ગયું, અને સંસ્કૃત ભાષા અત્યંત
નિયમબદ્ધ હોવાને લીધે તે મને ત્યાર પછી ઘણી સહેલ
લાગવા માંડી. તે સમયથી સંસ્કૃત ભાષાનો મેં સદા મા
અપૂર્વ પ્રેમ પ્રાપ્ત કર્યો, ને એ ભાષા પર મને યત્કિંચિ
પ્રભુત્વ પ્રાપ્ત થયું તે કાલિદાસની કૃતિના અભ્યાસથી થર
અને તેથી સ્વાભાવિક રીતે તે કવિને મા હૃદય આ
અનેક વાર નમન કરે છે.

**કાલિદાસની અન્ય કૃતિઓનો અભ્યાસ**

મારું સદ્ભાગ્ય–કૉલેજના પ્રથમ વર્ષમાં મારે **रघुवं**
૧ થી ૫ સર્ગ શીખવાના આવ્યા, અને તે સાથે બીજ
પુસ્તક **विक्रमोर्वशीयम्** નાટક શીખવાનું આવ્યું. જે મહાકાવ્ય
રજા સર્ગના વાચનથી આગલે વર્ષે મને અનહદ આનં
પ્રાપ્ત થયો હતો તેના પાંચ સર્ગ શીખવા તે તો પછ
મારે મન રમતની વાત બની ગઈ. મને થયું કે પાં
સર્ગથી પણ હું આગળ આગળ મારી મેળે વાંચી કાઢું
મેં તેમ કર્યું અને હું આઠમા સર્ગ પર આવ્યો. એન
કરુણ રસથી હું અતિ મુગ્ધ બન્યો.

**विललाप स बाष्पगद्गदं सहजामप्यपहाय धीरताम्—**
**स्रगियं यदि जीवितापहा हृदये किं निहिता न हन्ति माम्—**
**अथवा मम भाग्यविप्लवादशनिः कल्पित एष वेधसा—**
**गृहिणी सचिवः सखी मिथः प्रियशिष्या ललिते कलाविधौ—**

એ અને એવા બીજા શ્લોકોના રણકા વર્ષો સુધી મારા કાનમાં સંભળાયા જ કર્યા.

અને **विक्रमोर्वशीयम्** ના ૪થા અંકથી હું મુગ્ધ બન્યો. તેને લીધે તે જ વર્ષે મારી મેળે **शाकुंतल नाटक** વાંચી ગયો ને **तत्र श्लोकचतुष्टयम्** શા માટે કહેવાય છે તેનું મને ભાન થયું. એ ચાર શ્લોકના ફરી ફરી વાચન વખતે મને તે વખતે અશ્રુસ્રાવ થતો. સહૃદયતાના વિકાસને અંગે એ શ્લોકો અજબ સેવા કરે તેવા છે, જો કે મને એમ પણ લાગે છે કે પરિવર્તિત સમાજમાં એ શ્લોકો આનંદ ન આપે એ પણ બનવા જોગ છે. પુત્રીને સાસરે વળાવવાની ભાવના પર એ શ્લોકોની રચના છે અને વડીલે વળાવવાની વાત જો જાય તો એ ભાવના પણ જાય.

### કાલીદાસનું સર્વકાલીનત્વ

સ્મૃતિદિનના આજના પ્રસંગ પર થોડીક અંગત બાબતો કહેવાની મેં છૂટ લીધી છે તે આપ ક્ષંતવ્ય ગણશો; પણ મારો હેતુ એ જ છે કે કાલિદાસે મારામાં સંસ્કૃત સાહિત્ય પ્રતિ અપૂર્વ અભિરુચિ ઉત્પન્ન કરી તે હું દર્શાવી શકું. મને કેટલીક વાર પ્રશ્ન ઉદ્ભવે છે: આજના જમાનામાં કાલિદાસ જન્મ્યો હોત તો એ નાટકો લખત કે નવલકથાઓ લખત? મહાકાવ્ય રચત કે ઊર્મિકાવ્યો બનાવત? શકુંતલાનું ચિત્ર ચીતરત કે લીલા દેશાઈ જેવી કોઈ સિનેમાની નટીનું ચિત્ર ચીતરત? આદર્શદર્શી કવિ થાત કે વાસ્તવદર્શી કવિ

થાત? તમે કહેશો કે આ બધા અર્થ વિનાના પ્રશ્નો છે. કેટલેક દરજ્જે તેમ છે તે હું કબૂલ કરું છું, છતાં તે પૂછવા માટે થયેલી ઇચ્છા પાછળ અગત્યનો સવાલ છે–કાલિદાસમાં એવું શું હતું જે આજે પણ એ હોત તો એનામાં જરૂર વ્યક્ત થાત જ?

એનો ઉત્તર એ છે કે એનામાં સર્વકાલીન શિષ્ટત્વ હતું, એનાં કથનોમાં સનાતન સત્યો હતાં (**उपमा कालिदासस्य** કહેવાય છે તેનું પણ કારણ એ જ છે કે એ ઉપમા પણ જ્યાં સત્યતા સાધ્ય હોય ત્યાં જ કરે છે), એનાં ચિત્રોમાં મધુર માનવતા હતી, અને એની ભાવનાઓમાં નીતિ ને પ્રીતિનાં સનાતન સુંદર તત્ત્વો હતાં. માણસના માનસને ઉચ્ચ કોટિ પર લઈ જઈ તેને આનંદ કેમ આપવો તે એ સારી રીતે સમજતો હતો; અને તેની પાછળ એની સર્વદેશીયતા ને સર્વકાલીનતાનાં તત્ત્વો હતાં. એવા કવિનું એક પણ પુસ્તક આપણે બરાબર સમજીએ તો તેથી કાંઈક ઓર જ સંસ્કારિતા, કાંઈક ઓર જ આનંદ, કાંઈક ઓર જ પ્રેરણાઓ આપણને પ્રાપ્ત થાય છે. માટે જ એવા કવિનું સ્મરણ વખતોવખત તાજું કરાય એવી આપણી યોજના આવકારને પાત્ર છે. અગ્રગામીઓનો પદધ્વનિ અનુગામીઓને માર્ગસૂચક નીવડે છે. નવલકથાઓ, ટૂંકી વાર્તાઓ, ને ચલચિત્રોના આજના યુગમાં શિષ્ટ સાહિત્યના માધુર્ય વિષે ધ્યાન ખેંચવું ઘણું જરૂરનું છે એમ હું માનું છું. અને જે માર્ગે જતાં મને અપરિમિત આનંદ થયો તે માર્ગનો અંગુલિનિર્દેશ હું મારા સાહિત્યપ્રેમી અનુગામી બંધુઓને કરું તો મારો શુભ ઉદ્દેશ તેઓ જરૂર સમજશે ને મારા કથનનો મુદ્દો સ્વીકાર્ય ગણાશે એવી મને સંપૂર્ણ આશા છે.

## રામકૃષ્ણ પરમહંસનો સાર્વભૌમ ધર્મ

સો વર્ષ પહેલાં હિંદુસ્તાનના એક ખૂણામાં, એક નાના સરખા ગામડામાં, એક ગરીબ બ્રાહ્મણના કુટુંબમાં એક બાળકનો જન્મ થયો હતો. ઇ. સ. ૧૮૩૬ના ફેબ્રુઆરીની ૧૮મી તારીખનો તે દિવસ હતો. બાળકનું નામ રામકૃષ્ણ પાડવામાં આવ્યું હતું. ભણવાગણવામાં તેનું ચિત્ત નહોતું ચોંટતું. આઠેક વર્ષની ઉમરેથી ગામની ધર્મશાળામાં અનેક યાત્રિકોની સાથે બેસી વાતો કરવાની તેને ટેવ પડેલી. ગામ જગન્નાથપુરીને રસ્તે હતું, તેથી યાત્રાના તે મોટા ધામ પર જનાર ઘણા સંતસાધુઓ તે ગામમાં થઈને ને તે ધર્મશાળાનો લાભ લઈને જતા. રામકૃષ્ણના મનમાં તેમની સાથેની વાતોને પરિણામે ભક્તિનાં બીજ વવાયાં. પિતાની સ્થિતિ ઘણી સાધારણ હતી તેથી, સૌથી મોટા પુત્રને, નિર્વાહ માટે કલકત્તે મોકલવાની જરૂર પડી. તેની સાથે રામકૃષ્ણને મોકલવામાં આવ્યો. મોટાભાઈ કલકત્તામાં ભુવનેશ્વરમાં કાલિકાના મંદિરના પૂજારી નીમાયા. થોડે સમયે તે ગુજરી ગયા ત્યારે પૂજારીનું કામ રામકૃષ્ણને માથે આવ્યું.

રામકૃષ્ણનું ચિત્ત માતાની ઉપાસનામાં એવું પ્રબળતાથી ચોંટયું કે ઘણી વાર તે ધર્મની ઉન્માદઅવસ્થા અનુભવતા: તેઓ દેવીમાં તલ્લીન થઈ જતા અને સમાધિ અનુભવતા. તેવે વખતે કલાકો સુધી તેઓ માયાવી વસ્તુઓથી એવા પર રહેતા કે લોકો તેમને ગાંડા તરીકે લેખતા; તેઓ બેભાન જેવા, જડ ને ઇશ્વિરગાંડા બની જતા. તેઓ સંસારથી પરિપૂર્ણ રીતે વિમુખ બન્યા.

પણ તેમની નાની ઉમરથી જ હિંદુ સંસારનું પેલું જાણીતું પૂંછડું તેમને માતપિતાએ બાળપણથી જ વળગાડી દીધું હતું. તેમને નાની ઉમરે એક ઘણી જ નાની બાળકી સાથે પરણાવવામાં આવ્યા હતા. લગ્ન વખતે તેમની ઉમર જો કે નાની છતાં પૂરેપૂરી સમજણી હતી; કારણ તે વખતે તેઓ સોળ વરસની ઉંમરના હતા. અને તે લગ્નને માટે તેમણે જરા પણ આનાકાની કરી નહોતી. પણ જ્યારથી તેઓ ભુવનેશ્વરમાં પૂજારી બન્યા ત્યારથી સ્ત્રીમાત્રને માતા તરીકે તેઓ જોતા થયા હતા. તે પ્રમાણે ચોવીસ વરસની ઉમરે જ્યારે તેઓ પોતાને ગામ એક વાર થોડો સમય પાછા ફર્યા, ત્યારે તેમની પત્નીની ઉમર ચૌદેક વરસની થઈ હતી, ને તેથી માતાપિતાએ તેને પુત્ર સાથે સંસાર માંડવાને પોતાને ઘેર બોલાવી. પત્ની પણ પતિની ધાર્મિક વૃત્તિને પિછાની ગઈ હતી ને ભક્તાણી બનવાને તૈયાર હતી; પતિની ધર્મવૃત્તિઓને ચરણે સેવિકા તરીકે સ્વાર્પણ કરવા તે તૈયાર હતી ને તેણે તદનુસાર જ પોતે પણ સંસારથી વિમુખતા રાખી.

રામકૃષ્ણના વિરોધીઓ, ખાસ કરીને બ્રહ્મોસમાજીઓએ તેના પર પ્રહાર કર્યા છે કે ત્યાગી થવું હતું તો પરણ્યા શું કરવા? રામકૃષ્ણના પટ્ટશિષ્ય વિવેકાનન્દે એ વિષે સમર્થ રદીઓ આપ્યો છે કે, રામકૃષ્ણને પતિની સાંસારિક જવાબદારીઓનું ભાન નહોતું એમ નહોતું; એ જવાબદારીઓ સ્વીકારવા ને તે ખાતર પોતાના મોટામાં મોટા ધ્યેય–સંસારત્યાગનો ત્યાગ કરવા તે તૈયાર હતા. પોતાની પત્નીને રામકૃષ્ણે કહ્યું હતું કે, "પ્રત્યેક સ્ત્રીને હું માતા તરીકે જોતાં શીખ્યો છું. તારે વિષે પણ મને માત્ર તે જ ભાવના આવી શકે તેમ છે. પણ તે છતાં હું તને પરણ્યો છું તેથી જો તારે મને માયામાં (સંસારમાં) ખેંચવો હોય તો હું તારે આધીન છું."

પત્નીની સંમતિથી જ રામકૃષ્ણે પોતાની ત્યાગવૃત્તિઓના પ્રવાહો ચાલુ રાખ્યા ને પત્નીને પણ તે પ્રવાહમાં ખેંચી ત્યાગિની બનાવી.

થોડાંક વર્ષો સુધી ભક્તિના અસ્ખલિત પ્રવાહમાં પૂર જોસમાં, પણ અનિયન્ત્રિય રીતે રામકૃષ્ણ ખેંચાયા ગયા. પણ કેવળ ભક્તિનો પન્થ આંધળો છે; તેને જ્ઞાનની મદદની આવશ્યકતા હોય છે જ. તે જ્ઞાન એમને બે ગુરુઓ તરફથી પ્રાપ્ત થયું. પ્રથમ એક સાધ્વી ભૈરવી બ્રાહ્મણીએ તેમને સમાધિના માર્ગનું વ્યવસ્થિત જ્ઞાન આપ્યું અને તાન્ત્રિક વિદ્યામાં પણ તેમને પ્રવીણ બનાવ્યા; અને તેને પરિણામે ઈશ્વરને સાધવાનાં એકેએક સાધન, "ઓગણીસે સાધનો" એમને પ્રાપ્ત થયાં. બીજો ગુરુ એમને તોતાપુરી નામનો

બ્રહ્મજ્ઞાની નાગો બાવો મળ્યો. તેણે એને કહ્યું, “મારા પુત્ર, સત્યના પન્થ પર તું ઘણો આગળ સુધી પ્રયાણ કરી ચૂકેલો છે. તારી ઇચ્છા હોય તો તને હવે પછીના ક્રમ પર લઈ જાઉં. હું તને વેદાન્ત શીખવીશ.” તેણે એમને અદ્વૈત વેદાન્તનું જ્ઞાન આપ્યું.

હવેથી શ્રી. રામકૃષ્ણ પરમહંસ સંપૂર્ણ જ્ઞાની ભક્ત બન્યા. બહારથી તેઓ ભક્ત જણાતા; અંદરથી પૂરા જ્ઞાની હતા. તેઓ કોઈ પણ ધર્મનો દ્વેષ નહોતા કરતા, એટલું જ નહિ પણ અનુક્રમે તેમણે હિન્દુ ધર્મના તમામ પન્થો, મુસ્લિમ ધર્મ, ખ્રિસ્તી ધર્મ ને શિખ ધર્મના ભાવોના સાક્ષાત્ અનુભવો લીધા હતા, ને તે તે તમામ ધર્મમાંથી તેમને શાન્તિ મળી હતી. તેમનો ધર્મ સાર્વભૌમ ધર્મ હતો. તેમનું જીવન ઉપનિષદોના સમન્વયતુલ્ય હતું ને તેમનું મનન અધિકારપરત્વે દ્વૈત ઘટે ત્યાં દ્વૈત, વિશિષ્ટાદ્વૈત ઘટે ત્યાં વિશિષ્ટાદ્વૈત ને કેવલાદ્વૈત ઘટે ત્યાં કેવલાદ્વૈતની કોટિ પર ચઢતું હતું.

સુમારે સો વર્ષ પહેલાં, એટલે કે પરમહંસના સમયમાં, હિન્દુસ્તાનના ધાર્મિક વાતાવરણમાં કેટલાક ઝંઝાવાતો હતા. દેશ તે વખતે ધાર્મિક આત્મમન્થન અનુભવી રહ્યો હતો. એક પાસથી હિન્દુસ્તાન પર પશ્ચિમની સત્તાનું પ્રાબલ્ય સર્વત્ર પથરાઈ રહ્યું હતું ને પશ્ચિમના વિચારો અશ્રદ્ધાનાં બીજો વાવતા હતા. બીજી પાસથી બ્રહ્મોસમાજના પ્રવર્તકો મૂર્તિપૂજા વિરુદ્ધ સુધારના વિચારો ફેલાવવા પ્રયત્ન કરી રહ્યા હતા; પણ તે પ્રયત્નમાં પણ મુખ્યત્વે પ્રાશ્ચાત્ય

ધર્મભાવનાઓનું પ્રાબલ્ય હતું. ત્રીજી પાસથી આર્યસમાજના વિચારોનો ઉદ્દ્ભવ થયો હતો, ને તે વિચારો પુરાતન શુદ્ધ આર્ય ધર્મને પુનઃ સ્થાપિત કરી દેશના ધર્મવિચારોમાં સુધારો કરવા મથતા હતા. તે પ્રબળ પ્રવાહોની કોઈ પણ રીતે રામકૃષ્ણ પરમહંસના વિચારો પર અસર થઈ શકી નહોતી. દયાનન્દ સરસ્વતીને ધર્મની બાબતમાં દુરાગ્રહ હતો અને જયપરાજયની ભાવના હતી, તે રામકૃષ્ણ પરમહંસને બીલકુલ પસંદ નહોતું; ને દયાનન્દ સરસ્વતીનો ધર્મપન્થ તેમને બીલકુલ સ્પર્શી શકયો નહોતો. કેશવચન્દ્ર સેન તેમના ગાઢ પરિચયમાં આવ્યા હતા, પણ તેને પરિણામે કેશવચન્દ્ર સેન તેમનો જ ચેલો બનવા પામ્યો હતો. નિરાકાર ને સાકારના ભેદોની ચર્ચા ને સાકાર ઈશ્વરસાક્ષાત્કારની ઠેકડી પરમહંસને ક્ષુલ્લક લાગતી. એક દિવસ કેશવચન્દ્ર સેન પ્રાર્થના કરતા હતા ને ઈશ્વરના ગુણોનું ધ્યાન ધરતા હતા; ત્યાં પરમહંસે પૂછ્યું :

"આટલી બધી ગણુતરી કેમ આપવી પડે છે? શું કોઈ પણ પુત્ર પોતાના પિતાને કહે છે કે હે મારા પિતા! તમારી પાસે આટલાં બધાં મકાનો છે, આટલા બધા બાગબગીચા છે, આટલા બધા ઘોડા છે, વગેરે! પોતાના પુત્રને જે જોઈએ તે સંપત્તિ આપવી એ પિતાને સ્વાભાવિક જ વસ્તુ છે. જો તમે તેને ને તેની બક્ષિસોને કંઈક અસાધારણ વસ્તુ જેમ વિચારશો, તો તમે તેની સાથે નિકટમાં નહિ આવી શકો. તમારાથી જાણે બહુ દૂર હોય એવી રીતે તમે તેને વિષે વિચારશો ના. તમારી નિકટમાં નિકટ તે

હોય તેમ તેને વિષે વિચારજો. જો તમે તેના ગુણોની ગણનામાં તલ્લીન થશો, તો તેમ થાઓ છો ત્યારે તમે મૂર્તિપૂજક થાઓ છો એ તમે સમજી શકતા નથી ?"

આ પ્રમાણે રામકૃષ્ણ કેશવચન્દ્રની ઠેકડી કરતા. તેઓ પોતે ઈશ્વર સાકાર પણ છે ને નિરાકાર પણ છે એમ માનતા.

તેમનું ખરું આકર્ષક બળ તેમના દિવ્ય વ્યક્તિત્વમાં ને અસાધારણ સાધુત્વમાં વસેલું હતું. સ્વામી માધવાનન્દે પ્રકટ કરેલા તેમના જીવનચરિત્રના ઉપોદ્ઘાતમાં તે બળનું સુંદર વર્ણન મહાત્મા ગાંધીજી કરે છે. મહાત્માજી કહે છે કે "પરમહંસ દિવ્યતાનું મૂર્તિમન્ત સ્વરૂપ હતા; તેમનાં કથનો ને તેમના ઉપદેશો દિવ્યતાનાં જીવન્ત સ્વરૂપો હતાં; આ નાસ્તિકતાના કે શંકાવાદના જમાનામાં પરમહંસની ભક્તિ હજારોના જીવનને આશ્વાસન ને આધ્યાત્મિક પ્રકાશ અર્પે છે, ને તેમનું જીવન અહિંસાના પદાર્થપાઠતુલ્ય છે."

આથી વધુ પૂજ્યવૃત્તિ કેવા શબ્દોમાં દર્શાવી શકાય ?

સો વર્ષને અન્તે પરમહંસના પવિત્ર જીવનનો પરિમલ સોગણો જ નહિ પણ અગણિતગણો દેશપરદેશમાં પ્રસરી રહ્યો છે. તે પરિમલ ગુજરાતની ઉદ્યાનભૂમિમાં સ્થિર રહો, ને ઊજવાતી શતાબ્દીઓ ટૂંક સમયમાં વિસરાઈ ન જતાં, વેદાન્ત–વિચાર ને સમાજસેવા, એ બે મહામંત્રોને રામકૃષ્ણઆશ્રમોદ્વારા ગુજરાત વધુ મધુરતાથી ઝીલે એવી આપણે શુભેચ્છા રાખીશું.

## નર્મદનું ગૌરવ

### શતાબ્દી

નર્મદાશંકરને જન્મ્યાને બરાબર સો વર્ષ થયાં. ગુજરાતમાં વિચારકો, કાર્યધુરંધરો, કવિઓ બીજા થઈ ગયાને સો વર્ષો થઈ ગયાં છે, પણ જે ઉમંગથી સમસ્ત ગુજરાત ને બૃહત્ ગુજરાત નર્મદ શતાબ્દી ઊજવે છે તેવું અન્યના સંબંધમાં થયું નથી. આનું રહસ્ય શેમાં છે?

### પૂજાનું રહસ્ય

પૂજાનું રહસ્ય પૂજ્યના પૂજ્યત્વમાં તેમ પૂજકની પૂજકવૃત્તિમાં, બેઉમાં છે. વીર વિના વીરપૂજા નહિ તેમ વીરત્વના પૂજક વિના પણ વીરપૂજા નહિ, અને વીરની સાથેના સમભાવ વિના, વીરની સાથે એકતાન વિના, વીરના વીરત્વના પૂજક થવાતું નથી, વીરપૂજક પણ લઘુવીર જ છે.

નર્મદશતાબ્દીનો પ્રસંગ જેમ નર્મદના વીરત્વને આભારી છે, તેમ જ અનેક પૂજકો, જેઓ લઘુવીરો છે ને જેમાંનો ઉગ્રતમ લઘુવીર કનૈયાલાલ મુનશી છે, તે

તમામ પૂજકોને પણ આભારી છે. જે ભાવનાઓએ નર્મદને વીર બનાવ્યો, તે ભાવનાઓ આજના ગુજરાતને હચમચાવતી ન હોત તો આ શતાબ્દી ભાગ્યે ઊજવાત.

પણ અહિં કનૈયાલાલ મુનશીને વિષે પણ ધન્યવાદના શબ્દો આવશ્યક છે. જે રત્નને ઝવેરી પારખે તેની કિંમત સૌ કોઈ સ્વીકારે છે. ઝવેરી વિના રત્નની પણ કિંમત નથી. તેમ જો કનૈયાલાલ મુન્શીએ નર્મદરત્નના મૂલ્યની ઘોષણા ન ઉચ્ચારી હોત તો આજે શતાબ્દી ઊજવવાનો પ્રસંગ ગુજરાતમાં ભાગ્યે જ અનુભવાયો હોત.

## નર્મદ એટલે?

નર્મદ એટલે ઊછળી રહેતું દેશાભિમાન, મૂર્તિમંત દેશાભિમાન. નર્મદ એટલે દેશના સુધારાની, દેશની પ્રગતિની, દેશની સ્વતંત્રતાની ગરમાગરમ ધગશ. "દેશાભિમાન" શબ્દ જ એણે પ્રથમ વાપર્યો ને તે અભિમાનને અંગે જે લાગણી હોઈ શકે તેને દરેક રીતે અમલમાં મૂકવા એણે રાતદિવસ આખી જિંદગી સુધી પ્રયત્ન કર્યો

સ્વદેશાભિમાનના એના નિબંધમાં એણે અજ્ઞાન, આલસ્ય,ઇર્ષ્યા, બીકણપણું,સામાજિક બદીઓ વગેરે બાબતોના સડાઓ પર ઊકળી ઊકળીને ટીકા કરી છે. "અંગ્રેજ લોકો ફાનસમાંના દીવા છે, એ દીવા તમને રોશની આપે છે, પણ એ અજવાળાનો યોગ્ય ઉપયોગ કરવો તમારે હાથ છે. એક છોકરાના ઉપર માખી બેઠી ત્યારે તેને હાથ ઊંચો કરી ઉરાડી મૂકવાને બદલે તેણે માખીને કહ્યું "માખી ઊડતી હે કે માકું બોલાઉં?" તેના જેવા આપણે છીએ એમ નર્મદ કહેવા માગે છે. આવી સ્થિતિમાં દેશનું ભલું ક્યાંથી થઈ શકે?

એની "વીર કવિતા"માં એણે સ્થળે સ્થળે દાસત્વને વખોડયું છે ને સ્વતંત્રતાને માટે ઉશ્કેરે એવું કવન કર્યું છે. દાસત્વમાં સુખ કદાચ હોય તોએ શું? કવિ કહે છે:

"ધિઃક ધિઃક દાસપણું દાસપણું;
"બળ્યું તમારૂં સ્હાણપણું:—ધિઃક ધિઃક૦

× × ×

"રે સંતોષ અને ડહાપણ પણ, પરવશપણમાં સ્હેવું;
"એ સ્થિતિ કેરૂં સુખ સંઘ તે, અસ્થિર નીચું લ્હેવું-ધિઃક૦
"સુખ ઉંચાંને સુખ નીચાંને, તોય શું બંને સરખાં?
"સ્વતંત્રતા જળ હલકાં મીઠાં, દાસ્યનાં ભારી ચરકાં–ધિઃક૦

આમ સુખ તો બધાંએ હોય, પણ સ્વતંત્રતાનાં સુખ જ્યારે હલકાં મીઠાં પાણી જેવાં ગણાય, ત્યારે દાસ્યનાં સુખ ભારે ચરકા પાણી જેવાં ગણાય. "દેશાભિમાન સંબંધી કવિતા"માં પણ સ્વદેશપ્રેમની ભાવના ઉત્કટ રીતે જાગ્રત્ કરે એવાં કથનો નર્મદે કર્યાં છે. ખરો શૂર હોય તે બીજાની વાટ જોતો નથી, પોતાના પર જ શ્રદ્ધા રાખી દેશદાઝ માટે શૂરત્વમાં ઝંપલાવે છે. શૂરને કોઈ સંગે ન હોય તોએ ઈશ્વર તો સંગે હોય છે જ, તે એને આંચ નથી આવવા દેતો પણ જીતાડે છે. રે દેશીઓ! તમે કમર કસો!

"ખરૂં ધરો દેશાભિમાન, તો તો મૂકી બીજાં માનઃ—
એકની પાછળ સંધા ધસો, અથવા સાથે કંમર કસો."

દેશાભિમાનની પ્રોત્સાહક ભાવનાનું જ મૂર્ત સ્વરૂપ કવિનું

"જય જય ગરવી ગુજરાત!"

વળી તે જ ભાવનાને પોષતું એનું બીજું ગાન, ગુજરાતની વ્યાખ્યારૂપે કવન :—

"કોની કોની છે ગુજરાત?"

ગુજરાત શું માત્ર ઉગ્રસેન, રામકૃષ્ણ, સાત્યકી, યાદવ વિરાજ્યા ત્યાંના જ લોકની છે? ના, નારે ના, ત્યાંનાની જ નથી. ત્યારે શું જ્યાં બુદ્ધ જૈનના વાદ ઘૂમ્યા, ને જ્યાં શિલાદિત્ય લડયો ને જયશિખરીએ પરાક્રમ દાખવ્યું ત્યાંના જ લોકોની છે? ના, નારે ના, ત્યાંનાની જ નથી. ત્યારે શું જ્યાં છસેંક વર્ષ સુધી સ્વતંત્રતાનો રંગધ્વજ ઊડયો ત્યાંનાની જ છે? ના, નારે ના, તે ત્યાંનાની જ નથી. ત્યારે શું જ્યાં મુસલમાનોએ રાજ્ય કર્યું ત્યાંનાની જ છે? ના, નારે ના, ત્યાંનાની જ નથી. આમ પ્રસંગોની વિગતો આણી ગુજરાત કોની નથી એમ કહી કવિ છેવટે કહે છે કે જેના પૂર્વજ ગુજરાતી હતા ને જે આજે જન્મથી ગુજરાતી છે, જે કોઈ પણ રીતે આર્ય ધર્મને વળગી રહ્યા છે, એટલું જ નહિ, જે પરદેશીઓને ગુજરાતે પાળીને મોટા કર્યા એવા હોય છતાં અને પરધર્મી હોય છતાં જે ગુજરાતમાતાનું હૃદયમાં હિત ધરાવતા હોય એ સર્વેની ગુજરાત છે.

"તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત.
તેની તેની છે ગુજરાત."

કેવી સુંદર અને વ્યાપક વ્યાખ્યા?

હિંદુઓની હાલની પડતી કેમ થઈ અને પાછી ચઢતી કેમ થાય એ વિષે કવિને મોટો ગ્રન્થ રચવાની, એક મોટું વીરરસનું વર્ણનાત્મક કાવ્ય બનાવવાની ઉમેદ હતી. તે માટે ચાર પાંચ વિષયો કવિએ શોધી કાઢયા હતા. એક વિષય એણે નીચે પ્રમાણે કલ્પ્યો હતો :—

"૧. મંગળાચરણ વીર રસમાં ૨. હિંદુસ્તાન તથા તેની પૂર્વ સ્થિતિ, ૩. ત્યાં સુધારાદિત્ય નામે રાજા ૪. સુધારાદિત્યનું રૂડું રાજ્ય. ૫. વેહેમજવનનો ઉદય. ૬. વેહેમજવનનું જોર. ૭. સુધારાદિત્ય અને વેહેમજવનને લડાઈ. ૮. સુધારાદિત્યની જીત. ૯. પછી વેહેમજવનની હાલત. ૧૦ વેહેમજવનનું રાજ અને તેનો જુલ્મ. ૧૧. તેથી દેશની નઠારી હાલત. ૧૨. સુધારાદિત્યનું યુરોપખંડમાં નાસી જવું–વસવું–પ્રસિદ્ધ થવું. ૧૩. ત્યાંથી પાછું આ દેશમાં આવવું. ૧૪. હાલ કેવી સ્થિતિમાં છે. ૧૫. હાલમાં સુધારાદિત્ય અને વેહેમજવન વચ્ચે ચાલેલી લડાઈ. ૧૬. ભવિષ્ય–મોટી લડાઇ–સુધારાની હાર. ૧૭. વેહેમજવનનું જોરથી લડવું, પણ આખરે સુધારણાની જીત. ૧૮ દેશની સારી સ્થિતિ. ૧૯ હે ઇશ્વર એ દહાડો કયારે આવશે?"

આ પ્રમાણે કવિએ આ અને બીજા એક વિષયને કલ્પી રાખ્યો હતો, પણ ગ્રન્થોને લોકોની તરફની મદદ જોઈએ તે મળતી ન હોવાથી હોંસ પૂરી પડી શક્તી નથી એવી ફરિયાદ કવિ કરે છે. ધારેલા વીરરસના મહાકાવ્યને બદલે કવિએ 'હિંદુઓની પડતી' એ શીર્ષક નીચે દેશની દુર્દશા, સુધારાની આવશ્યકતા, વિદ્યા અને ધર્મ વિષેની પડતી, પરદેશી રાજ્ય સંબંધી પડતી, દેશની અનેકરંગી અધોગતિનું ઉશ્કેરનારું ચિત્ર દોર્યું છે, અને તેને અન્તે "પ્રેમ શૌર્ય"નું ગાન કર્યું છે. રજપૂત શૂરાતન – જૂનું મારવાડ, બિકાનેર, જેસલમેર, બુંદીનું શૂરાતન કેવું હતું, દક્ષિણના શૂરવીરો શિવાજી, બાલાજી, બાજીરાવ, બાપુ

ગોખલે, મહાદજી સીંદિયા, દૌલતરાવ બીજો, દામાજી, પિલાજી ગાયકવાડનું શૂરવીરપણું, નાગરો – જેવા કે રાજા છબિલારામ, જેણે જીજિયો માફ કરાવ્યો, ગિરધર, દયા બહાદુર, અમરજી દીવાન, પ્રભાશંકર, લક્ષ્મીદાસ, રૂપજી દેશાઈ, કિરપાશંકર, પુરોમલ્લહોડિયા, વચ્છા ત્રવાડીનું શૂરાતન કેવું હતું અને તેને બદલે કવિ કહે છે

"કુલીન નાગર આજ, પહેરી બેઠા છે સાડી"–એ કેવી શરમાવનારી સ્થિતિ છે? બ્રહ્મક્ષત્રી શૂરવીરો–જેવા કે રાજા ટોડરમલ, ક્ષત્રિય લલ્લુ જગધંન બે ભાઈઓ અકબરની સામે થયા હતા, મહીપત દીવાન જે બેવચની નિઝામની સામે થયો હતો ને સામેવાળાની પલટણના મુખીને જેણે ડોળીમાં ઘાલી તેની પાસે મોકલી દીધો હતો, એવાઓનું શૂરપણું કેવું જબરું હતું, તેનું ઐતિહાસિક ને અસરકારક ચિત્ર આપ્યું છે ત્યારે હાલ લોકો કાયર ને વ્હેમથી ડરવાવાળા છે.

"કરડે માકણ જૂ, વળી કાંટો બહુ સાલે;
'તોય કરે ન ઉપાય, મરે વ્હેમોને ભાલે.
'ઇશ્વરથી નવ ડરે, શાસ્ત્રશિક્ષાથી પણ તે;
વ્હેમ લાજથી ડરે, એહવા જનનાં મન છે."

આ પ્રમાણે નર્મદ એટલે **દેશદાઝની ઉષ્ણતાથી ચાલુ બળતો અંગારો.** રગેરગ દેશસુધારણા ને દેશઅભિમાનની લાગણીનું રુધિર એનામાં વહેતું હતું, ને એ લાગણી એણે એનાં અનેક કાવ્યોમાં અને એની સુધારાની લડતોમાં, એના પદ્યોમાં, એની ચર્ચાઓમાં, એના સમસ્ત જીવનમાં એણે પ્રદર્શિત કરી છે.

## નર્મદનું સાહિત્ય

સાહિત્યને શુદ્ધ સાહિત્ય તરીકે નર્મદે વાપર્યું નથી. સાહિત્યને દેશોદ્ધારના સાધન તરીકે વાપરવાને જ એણે પ્રયત્ન કર્યો છે. એટલે જ્યારે સાહિત્યકાર તરીકે એની કિંમત આંકવાને પ્રયત્ન કરવામાં આવે ત્યારે આ બાબતનો ખાસ ખ્યાલ રાખવાની જરૂર છે, નહિ તો એને અવશ્ય અન્યાય થવાનો જ. નર્મદ લાગણીપ્રધાન માણસ હતો, સત્યશીલ હતો, ટેકીલો હતો, બોલતો તેવું કરતો હતો, સુધારક હતો. તેથી, લાગણીઓને વ્યક્ત કરે એવું બીજું સાહિત્ય એણે ઘણું લખ્યું છે, અને એનાં કાવ્યોમાં ઇશ્ક અને પ્રેમનાં કાવ્યો પણ છે, ને તેમાં કેટલાંક તો બીભત્સતાના ખંડમાં લગભગ ડોકીઆં કરતાં હોય એવાં છે, પણ તે કાવ્યોના ભાવ વિષે ને તે તેમ જ બીજાં એનાં કાવ્યોની શૈલી વિષે વિવેચન કરવાથી નર્મદને ન્યાય મળવા સંભવ નથી. શૈલી ખાતર શૈલી એણે કેળવી જ નથી, તેમ જ બુદ્ધિને ને કલ્પનાને આદર્શના આકાશમાં ને નિર્મળ વાતાવરણમાં રમમાણ કરાવે એવાં કાવ્યો રચવાને એણે પ્રયત્ન પણ કર્યો નથીઃ એ દિશામાં એની પ્રવૃત્તિ હતી જ નહિ. સાહિત્યને કેવળ સાહિત્ય તરીકે નહિ, કળા તરીકે નહિ, સાધ્ય તરીકે નહિ, પણ ઉપયોગી સાહિત્ય તરીકે, સમાજ અને દેશસુધારણાના પીઠ તરીકે, પ્રવૃત્તિના પ્રોત્સાહક સાધન તરીકે જ નર્મદે સેવ્યું છેઃ **સાહિત્ય તેને સાધ્ય નહોતું, માત્ર સાધક હતું.** શબ્દકોષને ને લાગણીને કાંઈ સંબંધ હોઈ શકે નહિ; છતાં નર્મકોષની પ્રસ્તાવનામાં કવિ કહે છેઃ–

'આપણું શુભચિન્તન નિત્ય આજ હોવું—

કે હિન્દુસ્થાનના સમગ્ર ઉત્કર્ષને અર્થે પ્રથમ તેના અંગ પ્રદેશોનો પૃથક્ પૃથક્ ઉત્કર્ષ થવો અવશ્ય છે તો તેના એક અંગપ્રદેશ—ગુજરાતનો ઉત્કર્ષ સત્વર થાઓ અને **ઉત્કર્ષની સામગ્રીમાં પ્રથમ ગુજરાતી ભાષાના જય શ્રીરંગ વિરાજો!"**

સારાંશ, કોષરચનાની પોતાની પ્રવૃત્તિને પણ કવિ દેશોત્કર્ષની લાગણીની સાથે જોડી દે છે.

### દેશોત્કર્ષ : કવિનું જીવનસૂત્ર :-

આ પરથી સ્પષ્ટ થાય છે કે કવિનું જીવનસૂત્ર **દેશોત્કર્ષ** હતું. તે સાધવાને માટે એણે સાહિત્ય ખેડ્યું ને એનો કીર્તિકળશ એની દેશભાવનાના પવિત્ર મંદિર પર સો વર્ષે પણ હજી એવો ને એવો જ ચળકે છે.

### સાહિત્યમાં અગ્રેસર :—

સરળ, શુદ્ધ ને સંસ્કારી આધુનિક ગદ્યનો એ પિતા હતો. 'નર્મગદ્ય'નો કોઈ પણ ભાગ વાંચો, અને એના વિચારો એની ભાષાના કરતાં વધારે સહેલી ને સંસ્કારી ભાષામાં રજુ કરવા અસંભવિત માલમ પડશે.

આધુનિક શૈલીની આત્મલક્ષી લાગણીપ્રધાન કવિતા રચનાર કવિ તરીકે એ પહેલો હતો. 'નર્મ કવિતા' એની લાગણીઓનો અખૂટ ઝરો છે. એમાંનાં મોટે ભાગે કાવ્યો બીજાને શું રુચશે એ દૃષ્ટિએ નહિ, પણ પોતાને જે ઊભરા હોય તે સત્ય રીતે પ્રગટ કરવા, એ જ દૃષ્ટિએ રચ્યાં છે.

એકલે હાથે કોષ અને કથાકોષ રચનાર નર્મદ સૌથી પહેલો જ હતો. તે ઉપરાંત રાજ્યરંગ, જગતનો ઇતિહાસ, પિંગળ, રસશાસ્ત્ર, વ્યાકરણના વિષયોમાં પણ એનું વિચારક ને લેખક તરીકેનું સ્થાન ઉચ્ચ જ છે.

ખરું છે કે ગદ્યમાં એની પછીના લેખકો, મણિલાલ નભુભાઈ, ગોવર્ધનરામ, આનંદશંકર, કાલેલકર, ગાંધીજી ઘણા આગળ વધ્યા છે, એની શૈલી કરતાં આ બધાની શૈલી ટપી જાય તેવી છે. ખરું છે કે કાવ્યમાં એની પછીના કવિઓ કલાપી, બાલાશંકર ઉલ્લાસરામ, મણિશંકર, નાનાલાલ, ખબરદાર એના કરતાં વધારે સુંદર કાવ્યોમાં આગળ વધ્યા છે. ખરું છે કે કોષમાં એની પછીના કોષ, વ. સો. નો કોષ, વિદ્યાપીઠનો કોષ, ગોંડલ નરેશના કોષ માટેના પ્રયત્નો ને ભાનુસુખરામનો કોષ ઘણા આગળ વધ્યા છે. ખરું છે કે એના "કથાકોષ" કરતાં "પૌરાણિક કથાકોષ" પણ આગળ વધ્યો છે. ખરું છે કે સાહિત્યનાં જે જે સ્વરૂપો એણે ખેડયાં છે, ગદ્ય, નિબંધ, ઇતિહાસ, કાવ્ય, નાટક, વગેરે તમામમાં એની પછીના લેખકો સાહિત્યદૃષ્ટિએ, વિચારદૃષ્ટિએ, કળાદૃષ્ટિએ, ને સમગ્ર રીતે જોતાં પણ ટપી ગયા છે; પરંતુ તેની સાથે એ પણ તદ્દન ખરું છે કે ગુજરાતની ભૂમિ આજે **નર્મદનું સ્થાન પૂરી શકી નથી. એ નર્મદવિહોણી છે.**

એણે એકલાએ ગદ્ય, નિબંધ, ઇતિહાસ, કાવ્ય, નાટક, વ્યાકરણ, રસ ને પિંગળ ખેડયાં તેવું એના પછીનો કોઈ પણ એક લેખક કરી શકયો નથી. ગુજરાતી સાહિત્યનાં

એ અંગો ખેડવામાં એ અગ્રેસર હતો; એના વખતમાં એ પહેલો હતો એટલું જ નહિ પણ એનાં લખાણોની સંખ્યાની બાબતમાં, એની વિચારાનુસાર આચારની બાબતમાં, સત્ય, ટેક, નિઃસ્વાર્થ સાહિત્યસેવાની એની પ્રવૃત્તિની બાબતમાં સરવાળે જોતાં એનું મૂલ્ય ઘણું ઉચ્ચ પ્રમાણ ને પ્રકારનું માલમ પડે છે.

## પ્રેમશૌર્ય કે દેશોત્કર્ષ?—

કવિનું જીવનસૂત્ર કવિ પોતે પ્રેમ–શૌર્યનું જોડકું વર્ણવે છે. એની બંગલી પર પણ એ, અને "ગરવી ગુજરાત"માં પણ એ જ—"તું ભણુવ ભણુવ નિજ સંતતિ સૌને પ્રેમ-શૌર્યની રીત", એમ સ્પષ્ટ છે. ખરી વાત છે કે કવિ પ્રેમ-શૌર્ય, બંનેમાં મસ્ત હતો; કવિના કવનોમાં ઇશ્કબાજીની નફ્ફટ વાતો પણ છે, પણ તેમ એ ખરું જ છે કે કવિને મન કશું જ છુપાવવાનું નથી. એને તો જીવન ધમધમાટ જીવવું ગમે છે, ને ધમધમાટ, ઊછળતા વેગવાળા જીવનને અંગે જે જે અન્તરાય હોય—અજ્ઞાન, વહેમ, રૂઢિબન્ધનો, દાસત્વ વગેરે વગેરે–તેનું ઉચ્છેદન કરવું જરૂરનું લાગે છે. એના પ્રેમની વાતો પર જો ભાર મૂકીશું તો એના જીવનમાંથી નહિ જેવું શીખવાનું મળશે; પણ દેશોત્કર્ષ, ને તેને અંગે શૌર્ય, પ્રેમ, સત્ય, ટેક વગેરે ભાવનાઓને લઈશું તો એનું જીવન વધારે સુંદર રીતે બોધદાયક નીવડશે. 'પ્રેમી' નર્મદ સાથે ભવિષ્યના સમાજને લેવાદેવા નથી; પણ 'દેશપ્રેમી' નર્મદ, 'દેશોત્કર્ષ ઇચ્છનાર' નર્મદમાંથી સાહિત્યમાં, જીવનમાં, ને સમાજમાં જે શૌર્ય

પ્રેમ, સત્ય, ટેક વગેરેની ભાવનાઓ ઉત્પન્ન થઈ તે ભાવનાઓ અમૂલ્ય છે, ને તે ભાવનાઓની ગંગોત્રી તે નર્મદઃ તે ભાવનાઓનો અમૃતરસ આપણને આટલે વર્ષે પણ મિષ્ટ લાગે છે ને તેને લીધે જ આપણે શતાબ્દી ઊજવીએ છીએ. આપણે **પ્રેમી નર્મદને નથી સંભારતા, આપણે દેશપ્રેમી નર્મદને સંભારીએ ને નમન કરીએ છીએ.**

## નર્મદ ને ગાંધીજી

અનેક સ્થળે ગુજરાતની ત્રણ યુગસ્રષ્ટા વ્યક્તિઓ ગણાવવામાં આવી છે–દયાનંદ સરસ્વતી, નર્મદ અને ગાંધીજી. આ ત્રણને જોડે મૂકવી એ હાસ્યાસ્પદ છે. પ્રથમની અગત્ય હું સામયિક જ ગણું છું, દ્વિતીયની પ્રાન્તિક જ ગણું છું; ને તૃતીયની સર્વકાલીન–સર્વદેશીય ગણું છું. નર્મદ મહાપુરુષ, પણ મહાત્મા નહિ; ગાંધીજી મહાપુરુષ અને મહાત્મા બંને. નર્મદ ગરમાગરમ દેશાભિમાનમાં માનનાર; ગાંધીજી શાન્ત દેશાભિમાનમાં માનનાર. નર્મદ ઉલ્લાસી; ગાંધીજી સંયમી. નર્મદ લાગણીપ્રધાન; ગાંધીજી બુદ્ધિપ્રધાન. નર્મદ માનવતાથી ને રાજસિક વૃત્તિઓથી ભરપૂર; ગાંધીજી દૈવી ગુણસંપત્તિથી ને સાત્ત્વિક વૃત્તિઓથી ભરપૂર. નર્મદ ગુજરાતનો–પ્રાંતનો સમયવીર ને સુધારક; ગાંધીજી સમસ્ત જગતના સર્વકાલીન ને સર્વદેશીય આદર્શોને ઉત્પન્ન કરનાર ને જીવી–જીવાડી બતાવનાર. આપણે વીરપૂજાના પૂરમાં તણાતાં પ્રમાણ-બુદ્ધિને ન વીસરવી જોઈએ.

## નર્મદ અને ગુજરાત

છતાં ગુજરાતનું નર્મદ અમૂલ્ય રત્ન. ગુજરાતીઓની સ્થિતિ સુધારવાને માટે રાતદિવસ એણે સાહિત્યસેવા ને સમાજસેવા કરી. સ્વતન્ત્ર, યશસ્વી, સંસ્કારી ગુજરાતનાં એણે સ્વપ્ન રચ્યાં, જોસ્સાવાળી છતાં સરળ ગુજરાતી ભાષાનો એણે પ્રચાર કર્યો, અને સાહિત્યનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોને પોતાના સમયના અગ્રેસર તરીકે એણે ખેડ્યાં; આમ સમગ્ર રીતે નિરીક્ષણ કરતાં એનું ગૌરવ સર્વ કોઈને કબૂલ રાખવું પડે એવું છે. એમ કહેવું કે એ સુરતમાં જન્મ્યો માટે એને માટે સુરતે ખાસ ગર્વ ધરાવવો જોઈએ, એ એના ગૌરવને હીનપદ આપનારું છે. એમ કહેવું કે મુંબઈમાં એણે સુધારાની પ્રવૃત્તિ જોસભેર ઉપાડી માટે મુંબઈએ ખાસ ગર્વ ધરાવવો જોઈએ, એ એની ગુજરાતી તરીકેની વિશાળ અસ્મિતાને અપમાન આપવા જેવું છે. એમ કહેવું કે એ નાગર બ્રાહ્મણ હતો માટે એને માટે એ કોમે અભિમાન ધરાવવું જોઇએ, એ એના સુધારાઓને તિલાંજલિ આપવા જેવું છે. રે! એમ કહેવું કે એણે સાહિત્ય ખેડ્યું માટે સાહિત્યરસિકોએ એને સાહિત્યના આંગણામાં–સાહિત્યસભાઓમાં કે સાહિત્યપરિષદોમાં એના યશનાં ઢોલ વગાડવાં એ પણ એના આત્માના એક અંશને જ પીછાનવા જેવું છે. એની સેવા સમસ્ત ગુજરાતની, ને ગુજરાતીઓના સમગ્ર જીવનની સેવા હતી; ગુજરાતનો એ સમયમૂર્તિ વીર પણ ખરો ને યુગસ્રષ્ટા પણ ખરો. ગુજરાતે અને બૃહત્ ગુજરાત આજે યોગ્ય રીતે સ્થળે સ્થળે એને યશગીતા ગાઈ રહ્યું છે. જય! જય ગરવી ગુજરાત!

## નંદશંકરને મારી નમ્ર અંજલિ

મુરબ્બી કૃષ્ણલાલભાઈએ જ્યારે મને નંદશંકર જયન્તીનો વિચાર પ્રથમ સૂચવ્યો ત્યારે તરત તે મેં ઉત્સાહથી વધાવી લીધો. થોડા સમય પહેલાં આપણે કરસનદાસશતાબ્દી ઊજવી હતી તે વખતે શ્રીયુત સત્યવ્રત મુકરજીએ પ્રમુખપદેથી સૂચના કરી હતી કે વીરપૂજાને, સારાંશ આવી જયન્તીઓને આપણે આગળ પડતું સ્થાન આપવું જોઈએ. એ વિચાર મને માન્ય છે. આપણી સભાની જ્ઞાનવેદી પર આવા જયન્તીઉત્સવોને લગભગ ધાર્મિક અગત્ય આપી શકાય. અહિંની સાહિત્યસભાનું સૂત્ર દોરવવાની જવાબદારી જેટલો સમય મારે શિરે રહેશે તે સમયમાં આપણા ભવિષ્યના કાર્યક્રમમાં જયન્તીઓને આકર્ષક સ્થાન અપાવવા હું ચૂકીશ નહિ; કારણ કે ભૂતનાં યશોગાન વર્તમાનનાં પ્રોત્સાહનો છે, અને પ્રખ્યાત પૂર્વજોની જીવનયાત્રામાં કાળસમુદ્રના અનન્ત કિનારાની વેલુ પર ભૂંસાતાં ટકેલાં આપણને દોરવી શકે એવાં પુનિત પગલાંઓ છે.

સો વરસ પહેલાં ગુજરાતના નભોમંડળની ક્ષિતિજમર્યાદા પર એક સુંદર સપ્તર્ષિતારકગણ ઊગવા માંડયું હતું, તે સાતે જમાનાના એક કે બીજી રીતે જ્વલંત જ્યોતિઓ નીવડ્યા હતાઃ–કરસનદાસ મૂળજી, મહીપતરામ રૂપરામ, દુર્ગારામ મંછારામ, ભોળાનાથ સારાભાઈ, અને સુરતના ત્રણ પ્રખ્યાત નન્ના–નર્મદાશંકર, નવલરામ ને નંદશંકર. આ સાત જ્યોતિઓમાંથી ત્રણે ગુજરાતી સાહિત્યમાં પોતાનાં મીઠાં ને મોહક કિરણો વિસ્તાર્યાં હતાં, તે ત્રણમાંના એક, જેમની શતાબ્દી આજે આપણે ઊજવીએ છીએ, તે, તે સમયના અનેકના આદરણીય બનેલા, પરિચયની ભાષામાં પંકાયેલા "સાસ્તર સાહેબ" તેમની ગૃહકચેરીમાં સેવકમંડળમાં અને તેટલા જ માટે અનુકરણશીલ બાળમંડળમાં સ્નેહથી સંબોધાતા "સરકાર," અને સમસ્ત ગુજરાતમાં રસભેર વંચાયેલી ગુજરાતી સાહિત્યની પ્રથમ નવલકથાના લેખક, રાજ્યમાનની સંમાનિત રીતે સંબોધાતા રાવ બહાદુર નંદશંકર તુળજાશંકર મ્હેતા હતા.

તેમના જીવનમાંથી આપણે શું શું સંભારીશું? જો તેમના ઉમદા જીવનમાંથી આપણે સાદાઈને પ્રામાણિકતા શીખીશું તો આપણે ઘણું શીખીશું એમાં શક નથી. જો નિરભિમાન ને ઉદ્યોગીપણું શીખીશું તો પણ આપણે ઘણું શીખીશું એમાં શક નથી. જો સંયમ અને સંસ્કારિતા શીખીશું તો જરૂર ઘણું શીખીશું એમાં શક નથી. અને જો સહિષ્ણુતા અને કુટુંબવત્સલતા આપણે શીખીશું તો પણ આપણે ઘણું શીખીશું એમાં શક નથી. વળી જો તેમની

લેખનશૈલીમાંથી જેટલું જોઈએ તેટલું જ પણ રસિક, સરળ ને જોરદાર લખવાની આવડત શીખીશું તો મને લાગે છે કે સાહિત્યમાં પણ આપણે ઘણું શીખીશું એમાં શક નથી. તદુપરાંત જો તેમના ગ્રન્થમાંથી ઇતિહાસનો શાન્ત ઉપદેશ આપણે શીખીશું તો ઘણું જ શીખીશું એમાં શક નથી. કરણઘેલાને અન્તે વાચકને તેમણે ઠીક કહ્યું છે: "વાંચનારાઓ! આ કરણના શબ ઉપર થોડાં થોડાં આંસુ પાડો. તેના મોત પછી ગુજરાત રંડાયું........તે રજપૂતો, તે મુસલમાનો, તે મરેઠાઓ ક્યાં છે?" ક્યાં યશસ્વી ભૂત ને ક્યાં નિર્માલ્ય વર્તમાન! ક્યા દેશ-પ્રેમીને આ વિરોધ, આ અધઃપતન નહિ સાલતાં હોય? કયો ગુર્જરપ્રેમી એવો હશે કે જેને "કરણઘેલો" વાંચતાં ગુજરાતના ઇતિહાસના એક પ્રકરણમાંથી જીવનમાં નૈતિક બોધ નહિ મળતો હોય?

નંદશંકરભાઈનો ક્ષર દેહ અવિદ્યમાન છે, પણ એમનો અક્ષર દેહ વિદ્યમાન છે. એમનાં મનનો, એમનાં કલ્પનાચિત્રો જરૂર વિદ્યમાન છે. એમના વ્યક્તિત્વ, ને એમના ચારિત્ર્યનો પવિત્ર પરિમલ આજે વિદ્યમાન છે, અને તે પરિમલ એમના સ્નેહીઓને, એમના કુટુંબીઓને, એમની પ્રિય ગુર્જરવાટિકાને આજે પણ મઘમઘાવે છે. આપણે બે ઘડી થોભીએ અને એ પુણ્યશ્લોક પુરુષનું પાવક સ્મરણ કરીએ! આપણે બે ઘડી થોભીએ અને આપણી વહાલી ગુજરાતી ભાષાના એ આદ્ય નવલકથાકારને આપણું સ્નેહ-નમન ને આપણી સ્નેહ-અંજલિ અર્પી કૃતકૃત્ય થઈએ.

પ્રભુ એ આત્માનું જ્યોતિ અમર પ્રકાશવન્ત રાખો! તથાસ્તુ!

## પ્રેમાનંદ જયન્તી–એક અલ્પ બોધ

ભાઈ અરવિંદ બુચ ચારેક દિવસ પર આજની સભાનું પ્રમુખપદ લેવાની મને વિનંતી કરવા આવ્યા. અનેક સ્થળે મેં કહ્યું છે ને હું ફરીથી કહું છું કે સભાઓનો ને ભાષણોનો મને શોખ નથી, બલકે તેથી હું દૂર રહું છું. પણ મારું જીવનસૂત્ર "પ્રેમવશ જગત્" છે; અને જેને હું ચ્હાઉં ને જે મને ચ્હાએ, એવા મારા એક વારના પ્રિય શિષ્ય ને હાલના પ્રિય મિત્ર મને વિનંતી કરે તેને જાકારો કરવો મારે અશક્ય છે; તેથી જો કે હું સાહિત્યસભા સાથે અત્યારે સ્થલસામીપ્યમાં પણ નથી ને મનઃસામીપ્યમાં પણ નથી, છતાં અરવિંદના પ્રેમથી આકર્ષિત હું આજનું કાર્ય કરવા હાજર થયો છું.

## મારી સ્નેહમીમાંસા

આ સ્થળમાં આ પ્રસંગે સાહિત્યસભા પર રૂપક આરોપી મારું મન પ્રેમાનંદની પ્રખ્યાત પંક્તિઓના રણકા અનુભવે છે:–

"પછી શામળિયો બોલિયા, તને સાંભરે રે;
"હાજી નહાનપણાંની પેર, મને કેમ વીસરે રે."

આપણે આમ કર્યું, આપણે તેમ કર્યું, આપણે સાથે ભિક્ષા માગતા, આપણે સુખદુઃખની વાત કરતા, વગેરે વગેરે સ્નેહસરિતાના પ્રવાહમાં તેનાં પાછલાં વહેણને સ્પર્શેલાં લીલાંસૂકાં ક્ષેત્રો વા તેની નીચે આવેલા નાનામોટા ખડકપત્થરો વા તેનાથી પ્રફુલ્લ થયેલા કિનારાના સુંદર ઉદ્યાનોનાં સ્મરણગાન પ્રેમાનંદે મધુરતાથી કર્યાં છે, કારણ કે મનુષ્યનું માનસ જ એવું છે કે તેને સ્નેહનાં સ્મરણો અત્યંત સુંદર ને અત્યંત મધુર લાગે છે; શાળામાં શીખેલો ઇતિહાસ તે ભૂલી જશે, પણ અનુભવેલા સ્નેહનો ઇતિહાસ તો તેની પોતાની આખી જિંદગી સુધી કાયમ ને કાયમ રહેશે. આવી માનવ ખાસિયતને વશ હોવાથી મને પણ આજની સભાને મળતાં ઉમળકા ઉદ્ભવે છે:—

આપણે આમ કર્યું, આપણે તેમ કર્યું, આપણે ભિક્ષા માગી સભ્યો ને આજીવન સભ્યો વધાર્યા. આપણે નાટકો ભજવાવ્યાં ને આપણે સ્નેહસંમેલનો કરાવ્યાં, આપણે સ્વર્ગસ્થ પુણ્યશ્લોક મહારાજા સાહેબ શ્રીમંત સર સયાજીરાવને તેમના હીરક મહોત્સવ વખતે માનપત્ર આપવાનું ગૌરવ ભોગવ્યું ને આપણી સભાના આશ્રયે

ઉપયોગી સામાજિક વિષય પર ચર્ચાને અંગે તેમની પ્રભાવશાળી હાજરીનું માન માણ્યું, સાહિત્યસભાનો પ્રાણ ગણીએ તો સાહિત્યની પ્રવૃત્તિ–તે પ્રવૃત્તિ વડોદરામાં ઘેરે ઘેર સ્થૂળ રૂપે હાજર રહે તે હેતુથી "આનંદ અને સંસ્કૃતિ"-ના મુદ્રાલેખથી ત્રૈમાસિક "સાહિત્યકાર" શરુ કર્યું, ચલાવ્યું, ને તેના જ ભવિષ્યકથન મુજબ "સભાનો સહકાર" હતો ત્યાં સુધી તેને જીવવા દીધું અને એવી રીતે એના જ પ્રથમ અગ્રલેખને ખરો પાડ્યો કે "નિરુત્સાહી ને નિષ્પ્રયોજન દીર્ઘ આયુષ્ય ભોગવવા કરતાં અલ્પ આયુષ્ય ભોગવવું એ વધુ ઇચ્છવાજોગ છે." આ પ્રમાણે આપણે અલ્પ સમય માટે અનેક ને અનલ્પ આનંદો પ્રાપ્ત કર્યા હતા. પણ એ આનંદજીવનક્ષેત્ર પર —

"શીતળ વાયુ વાયો ઘણો, તને સાંભરે રે;
"ટાઢે થર થર ધ્રૂજે દેહ, મને કેમ વીસરે રે."

શીતળ વાયુ વાયો, નદીએ પૂર આવ્યું; વીજળીના ચમકાર થયા, "સભા" અને હું દિશભોડયાં બન્યાં, અને પ્રેમાનંદ કહે છે કે

"ગુરુજી ખોળવા નીસર્યા, તને સાંભરે રે;
.... .... .... .... ....
"આપણને હ્રુદિયાશું ચાંપિયા, તને સાંભરે રે;
"પછી તેડીને લાવ્યા ઘેર, મને કેમ વીસરે રે."

પ્રેમ ગોઠડીમાં નાનામોટાનો ભેદ હોતો નથી; તેમાં તો ગુરુ પણ શિષ્ય બને ને શિષ્ય પણ ગુરુ બને. આજને પ્રસંગે શિષ્યે ભૂલાં પડેલાંને ખોળવા નીસરી "સભાને" ને

મને " હૃદિયા શું ચાંપિયા " નો ભાવભીનો પ્રસંગ ઉત્પન્ન કર્યો છે; તે માટે ફરીથી અરવિંદ બુચનો હું ઉપકાર માનું છું.

## પ્રેમાનંદની લોકપ્રિયતા

આજનો પ્રસંગ રંજન સાથે બેલાશક જ્ઞાન પણ આપશે. પ્રેમાનંદ એટલે ગુજરાતની કાવ્યવાટિકામાં સુંદરમાં સુંદર પુષ્પ. એ પુષ્પની સુવાસ વર્ષો સુધી ચાલુ રહી છે અને ચાલુ રહેશે.

પ્રેમાનંદ શા માટે લોકપ્રિય કવિ થયો ને શા માટે પ્રેમાનંદને માટે વડોદરાએ મગરૂર રહેવું જોઈએ તે ભાઈ ગજેન્દ્ર પંડયા સારી રીતે સમજાવશે. તેમના વિષયનું શીર્ષક જ તે એકાક્ષરી મીમાંસારૂપે કહી દે છે: "રસરાજ પ્રેમાનંદ." એકે રસ એવો નથી કે જે પ્રેમાનંદે અણસ્પર્શેલો રાખ્યો હોય. સાહસિત્તેર વર્ષ પહેલાં, પ્રેમાનંદની લોકપ્રિયતાનું કારણ સમજાવતાં નવલરામ લખે છે;

"એનાં ઘણાંખરાં કાવ્ય તો એક રીતે ગુજરાતમાં પૂજાય છે એમ કહીએ તો પણ ચાલે. હજારોને સુદામાચરિત્ર શનિવારે, અને હુંડી રવિવારે ગાઈ જવાનો નીમ જ છે. ગામેગામ ચૈત્ર માસમાં એનું ઓખાહરણ તો ઊછળી જ રહે છે, જુવાન કે વૃદ્ધનાં અંતઃકરણ વિહ્વળ કરી નાંખે છે, અને વ્યાસની એ કાવ્યથી રોજી ચાલે છે. શ્રાદ્ધના દહાડામાં જ્યાંત્યાં નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ વંચાય છે, અને લોકો અડધી રાત આનંદમાં અને નાગરો ઉપર ફિટકાર પાડવામાં કહાડે છે. ....સ્ત્રીના અઘરણીની વખતે....મોસાળું ગવડાવવું એ તો એક આચારનો જ ભાગ થઈ પડયો છે. ચોમાસાના દહાડામાં ત્યાં (સુરતમાં) એક પણ ગામડું એવું નહિ માલમ પડે જ્યાં પ્રેમાનંદકૃત દશમસ્કંધ નહિ વંચાતો હોય."

## આજના જીવનના રંગરાગ

એ બધું ખરું છે, પણ જે જીવનને આ બધું સ્પર્શે તે જીવન આજે નવીન રંગરાગોથી પલટાઈ રહ્યું છે; પલટાઈ શું ? કહો કે ઉલટાઈ રહ્યું છે. આજે ગુરુને ઘેર વિદ્યાર્થીઓ રહેતા નથી અને ગુરુને માટે વનમાં જઈને કાષ્ઠ લઈ આવે એવા વિદ્યાર્થીઓ તો સ્વપ્ને પણ ન હોઈ શકે. આજે ગુરુઓને હાથે પણ વિદ્યાનું દાન નથી થતું પણ વિદ્યાનું વેચાણ થાય છે. આજે વિદ્યાપ્રાપ્તિને વિદ્યાર્થી ગુરુ પ્રતિના ઋણ તરીકે સ્વીકારતો નથી, ને ન જ સ્વીકારે; વિદ્યાપ્રાપ્તિ તો આજે કરારપ્રાપ્ય બજારુ લાભ જ બની ચૂકી છે. વળી આજની ઓખાઓને બંધનમાં રહેવું પડતું નથી અને આજની ઓખાઓને ચિત્રલેખાની જરૂર પણ પડતી નથી. આજે સ્વયંમેવ ને નીડરપણે પ્રેમપ્રેરિત યુવતીઓ પોતાના પ્રેમપાત્રના સમાગમ શોધી શકે છે. તેમ જ આજે અઘરણી ઊજવવાનો રિવાજ મોટે ભાગે ઇતિહાસને પાને ચઢી ચૂકયો છે, અને શ્રાદ્ધના આચારની પણ લગભગ એ જ દશા ઉપ્પન્ન થઈ છે. તે તો ઠીક, પણ રૂપરંગ ને વસ્ત્રપરિધાન વગેરે વગેરેમાં પણ ક્રાન્તિ પ્રવેશી ગઈ છે. આજે દમયંતીનો ચોટલો વખાણવો કે નૂતન યુવતીના બૉબ્ડ હેર વખાણવા, એનો એક જ ઉત્તર નહિ મળે. અને આજે નાસિકાની વેસર ને અણુવટ વીછવા ને બાજુબંધ ધારણ કરીને કોઈ યુવતી કૉલેજમાં આવે કે જાહેરમાં ફરે તો તે આકર્ષણનું પાત્ર બને કે ઉપહાસનું પાત્ર બને તેવો તો પ્રશ્ન પણ પૂછવાની હું હિંમત નહિ કરું.

## જીવન ને સાહિત્ય

સારાંશ, પ્રજાના આનંદની જે જે વિગતો વર્ષો પહેલાં હતી તે આજે હયાતીમાં નથી ને કાલે તો અલબત નહિ જ હોય. તેટલા માટે મારું કહેવાનું કે ભૂતનું યશોગાન વર્તમાનની યશઃસિદ્ધિ નથી, અને તે ભવિષ્યનું માર્ગદર્શન તો ભાગ્યે જ હોઈ શકે. પ્રેમાનંદની પ્રશંસાનો આજનો પ્રસંગ આપણામાંના કોઇ જ આજે અનુકરણીય કાવ્યપ્રવૃત્તિના માર્ગદર્શક સૂચન તરીકે નહિ જ ગણીએ તેની મને ખાત્રી છે. આજનો પ્રસંગ પ્રેમાનંદની ઐતિહાસિક મહત્તા ગાવા પૂરતો જરૂર આપણે ઊજવી શકીએ, અને તે સંપૂર્ણ યોગ્યતાથી ઊજવી શકીએ. છતાં તેમાંથી લેવાનો બોધ ને તેમાંથી શોધવાનું માર્ગદર્શન મારે મન બીજું જ છે. પ્રેમાનંદની મહત્તાનો આધાર શેના પર હતો? પ્રેમાનંદ એના સમયના જનસમાજના જીવનને સ્પર્શી શકયો ને તેમાંથી સાહિત્યના બધા રસ ઉપજાવી શકયો તે માટે.

## પરિવર્તિત પ્રેમાનંદની અપેક્ષા

પણ જીવન બદલાય તો સાહિત્ય પણ બદલાવું જ જોઈએ. જીવન બદલાયું છે તે નિર્વિવાદ છે. તે જીવનને અનુરૂપ, તે જીવનને બંધ બેસતું, ને તે જીવનને આગે ધકેલતું સાહિત્ય ઉપજાવવા આપણે આ જયંતીને અંગે વિચાર કરીને પ્રેરાઈએ તો આપણે લાભકારક રીતે એ જયંતીને ઊજવી ગણી શકાય. આજના જીવનમાં જે નવીન ભાતો પડી ચૂકી છે ને પડી જાય છે, તેને અંગે વાસ્તવ કાવ્યો તેમ જ આદર્શવાહી કાવ્યો આપણે રચી શકીએ, અને રચી શકીએ નહિ તો નિદાન તેમાં રસ લેતા થઈ શકીએ તો પ્રેમાનંદનો

અમર પુરુષ જરૂર તેથી સંતોષાશે; કારણ પ્રેમાનંદે પોતાના સમયનું જીવન ઝીલ્યું હતું ને ત્યાં જ તે સફળ કવિ થયો હતો.

પ્રેમાનંદ આપણને ગમે છે, પણ વર્તમાનને ન સ્પર્શે એવાં પ્રેમાનંદનાં મધ્યકાલીન આખ્યાનોના કરતાં વર્તમાનને સ્પર્શે એવાં અપ્રેમાનંદોનાં અદ્યકાલીન ઊર્મિગીતો આપણને વધારે ગમે છે. પ્રેમાનંદ આપણને ગમે છે, પણ આજના સમાજજીવનને ન બંધ બેસે એવાં પ્રેમાનંદનાં લાંબાં લાંબાં ગાણાંઓના કરતાં અપ્રેમાનંદોનાં ટૂંકાં ટૂંકાં અદ્યતન જીવનને ઝીલતાં મધુર ગાનો આપણને વધારે ગમે છે. અને પ્રેમાનંદ આપણને ગમે છે, પણ એકરંગી અલંકારોથી ઓપાયેલાં પ્રેમાનંદનાં વર્ણનોના કરતાં અપ્રેમાનંદોનાં વિવિધરંગી સાદાં અનલંકૃત કવનો આપણને બેલાશક વધારે ગમે છે. અર્થાત્ વર્તમાનને ઝીલતો રસરાજ કોઈ અદ્યતન પ્રેમાનંદ પાકે તો જ વર્તમાનનો તે લોકકવિ થઈ શકે. પરિવર્તિત જીવનને ઝીલવાને સમર્થ કોઈ પરિવર્તિત પ્રેમાનંદ જ હોઈ શકે. સમાજ પ્રેમાનંદને સંભારે છે, કારણ તે વર્તમાન સમયનો પ્રેમાનંદ માગે છે.

### સાહિત્યસભાને આશીર્વાદ

અને છેવટે આવો પ્રેમાનંદ પાકે યા ન પાકે, આવી જયંતીઓ થાય યા ન થાય, છતાં મારી એક ઇચ્છા હમેશ પ્રબળ રહેશે. તે એ જ કે વડોદરાની સાહિત્યસભાને દિન પ્રતિદિન વિજય મળે, સભાના સભ્યો વધતા રહે, તે fuller life એટલે કે વધારે સંકીર્ણ, વધારે પ્રફુલ્લ જીવન જીવે અને દીર્ઘ આયુષ્ય ભોગવે, ને એવો જ તેને મારો સસ્નેહ આશીર્વાદ છે.

## સુરતમાં કવિ ન્હાનાલાલનો સુવર્ણમહોત્સવ

'સેવામંડળ,' 'સાહિત્યમંડળ,' 'વસન્તસમાજ' ને 'કલાસમાજ'ના કાર્યકર્તાઓ, પૂજ્ય સરદાર જનાર્દન પાઠકજી, સાહિત્યરસિક સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો,

કવિશ્રી ન્હાનાલાલના જન્મસુવર્ણમહોત્સવને પ્રસંગે આજે એકત્રિત થયેલી સભાનું પ્રમુખસ્થાન આપે મને આપ્યું તેને માટે હું આપ સર્વેનો આભાર માનું છું. મને જાહેર પ્રવૃત્તિઓનો શોખ નથી, તેમ જ આજે મારું અહિં આવવાનું સગવડથી કદાચ ન બની શકત, તેથી ભાઈ દયાશંકરે આ કામ મને સોંપવાની જ્યારે વાત કરી ત્યારે હું હા પાડતાં અચકાતો હતો. વળી અચકાવાનું મારા મનનું એક મુખ્ય કારણ બીજું પણ હતું. હું જો કે રાતદિવસ બુદ્ધિપ્રદેશોમાં ઘૂમું છું, છતાં મારું જીવન બુદ્ધિપ્રધાન

નથી, પણ લાગણીપ્રધાન છે. આ હૉલમાં હાજરી આપતાં મારું હૃદય લાગણીથી ભરાઈ જાય છે. તેમ જ જે પુણ્યશ્લોક, પવિત્ર ને સમર્થ વ્યક્તિ આજના જેવા કામને માટે આપણા શહેરને માટે લાયક હતી, તે વ્યક્તિની ગેરહાજરી આજે બે વર્ષને અન્તરે પણ સાલે છે, ને મારા સ્મરણમન્દિરમાં હાજર રહેલી તેમની પવિત્ર મૂર્તિ અહિં, આ હૉલમાં બમણી રીતે હાજર થતી હોવાથી મને ક્ષોભ કરે છે, છતાં સુરતની પ્રવૃત્તિઓને પ્રસંગે હું અનેક વાર છટકી જાઉં છું, એવો ભાઈ દયાશંકરનો મારા પર સ્નેહાળ ટકોર હોવાથી, આપણા શહેરની આજની પવિત્ર ફરજ અદા થાય તેમાં સૂર પૂરવા ને તેમાં અંગભૂત થવા હું કબૂલાયો ને આપના આગળ હાજર થયો છું.

આજે જે આનંદ પ્રાપ્ત થવાનો છે તેની પ્રાપ્તિમાં લાંબુ ભાષણ કરીને હું અંતરાયરૂપ નહિ બનું, છતાં પ્રસંગનું ગૌરવ સમજીને મારે કહેવાનું કહીશ. આશા છે કે આપ સર્વે તે શાન્તિથી સાંભળવા કૃપા કરશો.

આજનો પ્રસંગ ન્હાનાલાલ વિષે ગુણદોષ દર્શાવનારું વિવેચન કરવાનો નથી, પરંતુ એમનું સ્તુતિચિત્ર આલેખવાનો છે. ઉત્સવપ્રસંગે તો દીપમાળાઓ ને પુષ્પો જ હોય. આપણા સ્તુતિજ્યોતથી કવિની કૃતિઓનું ચિત્ર આપણે દીપ્તિમન્ત કરીએ ને આપણાં સદ્‌ભાવપુષ્પોથી કવિનું સાહિત્યમંદિર સુવાસથી આજે ચિત્તરંજક કરીએ. એ મંદિરમાં વિરાજતી કવિમૂર્તિને આપણે સ્નેહનમન કરીએ, ને એ મંદિરનો પ્રકાશ, એ મંદિરનો સુવાસ, એ મંદિરની

સુઘડતા ને તેથીએ વધારે એ મંદિરની પવિત્રતા આપણે પ્રાપ્ત કરીએ.

## બે અગ્નિને બુઝાવો

પરંતુ એ મંદિરમાં જતાં પહેલાં આપણે બે અગ્નિને બુઝાવવા જોઈએ. સ્તુતિજ્યોતને બે અગ્નિની સાથે વિરોધ હોય છે.

દીવાળીના દિવસોમાં આપણા આ રસિક શહેરનાં પ્રત્યેક હિંદુ ઘર આગળ સુંદર સાથીઆ પૂરવામાં આવે છે. એકેક સાથીઆની પાછળ ચારપાંચ કલાક ગાળી તેમાં આકૃતિ ને રંગની સુંદર ઝમાવટ કરવામાં આવે છે. પરંતુ કેટલીક વાર એવું બને છે કે ચિત્રકળાના આવા અનેક મનોહારી નમૂનાઓ જે રાત્રે તૈયાર થાય તેને બીજે સવારે નષ્ટ થયેલા જોવામાં આવે છે. રસ્તે ચાલનાર કોઈ કોઈ ઈર્ષ્યાળુ વ્યક્તિઓ સૌંદર્યનું દર્શન સહન કરી શકતી નથી, ને આગલી રાત્રે જે ચિત્રને રંગબેરંગ ને સુપ્રમાણ આકૃતિથી સુશોભિત બનાવવાનો અત્યંત શ્રમ લેવાયો હોય તે ચિત્ર બીજે જ સવારે બેડોળ જોવામાં આવે છે. આ સાથીઆઓને વિખેરી નાખનાર રસ્તે ચાલનાર બળતાઝળતા કેટલાકે એવા હોય છે કે તેઓ બીજાઓએ ખીલવેલી સુંદરતા ને કળાને સહન કરી શકતા નથી. આવાઓની કરડી કલમ ભલભલાં સ્તુતિચિત્રો પર છેકો મારી શકે છે. એમના દૃષ્ટિપાત સાથે અગ્નિ વરસે છે, ને એમનો દૃષ્ટિપાત થતાં જ સાહિત્યમંદિરના અમુક અમુક ભાગો બળી જાય છે.

કોઈપણ ચિત્રની સુંદરતાનું ચિત્ર સ્તુતિથી આલેખાતું બીજા એક કારણને લીધે પણ અટકી શકે. સાથીઆનું જ ઉદાહરણ ચાલુ કરીએ. કેટલાએ સુંદર સાથીઆઓને વિષે એવી પણ ટીકા કરી શકાય કે આમાં લીટી સ્હેજ વાંકી છે, આમાં રંગ સ્હેજ ઝાંખો છે, આમાં આકૃતિઓનું સમીકરણ નથી; કે આમાં આકૃતિવૈવિધ્ય નથી. શું શું છે તે ન જોતાં શું શું નથી તે જોવાનો આને હું પંડિતીઆ રોગ અથવા પાંડિત્યાગ્નિ કહું છું. એ પાંડિત્યાગ્નિની Temperature, એનું ઉષ્ણુતામાપપ્રમાણ એટલી બધી ઊંચી ડીગ્રીઓવાળું, એટલા બધા અંશનું હોય છે કે તેમાંની ચીનગારીઓ લાગતાં સાહિત્યમન્દિરનું સૌંદર્ય ફૂંકાઈ જાય છે.

આ બે પ્રકારના અગ્નિથી–ઇર્ષ્યાગ્નિથી, ને પાંડિત્યાગ્નિથી કેટલીએ સાહિત્યવાટિકાઓ ખાખ થઈ ગઈ છે. ગુજરાતને પણ આ બે અગ્નિની સામે ચેતવાનું છે. આજની સ્થળે સ્થળે ઊજવાતી પ્રવૃત્તિ કવિ નાનાલાલના સાહિત્યસોપાનને વિષે એ અગ્નિઓના ભાવની સામે વીમારૂપ નીવડો એવું આપણે આ આન્દને પ્રસંગે ઇચ્છીશું.

## પીઠ થાબડો

સાહિત્યના સંબંધમાં બીજા કેટલાક પ્રાંતોમાં ને ગુજરાતમાં ફેર છે કે અન્યત્ર જ્યારે પીઠ થાબડવામાં આવે છે, ત્યારે અહિં પીઠ પર ધક્કો મારવામાં આવે છે, ક્યાં તો પડી જવાય કે ક્યાં તો વાગે, પણ પ્રોત્સાહન તો ન જ મળે. અગર કદાચ પીઠ થાબડવામાં આવે તો તે પણ મોડી, મોડી, ન છૂટકે. આજે નાનાલાલની પીઠ

થાબડવામાં આવે છે, પણ મારા માનવા પ્રમાણે મોડી. એમની પીઠ તો આપણે સુમારે દશ વર્ષ પહેલાં થાબડવી જોઈતી હતી, જ્યારે "જયા અને જયન્ત" પ્રસિદ્ધ થયું.

## નોબેલ પ્રાઈઝ ગુજરાતમાં શા માટે નહિ?

જેને એની ઉત્તમ કૃતિ માટે ઘટિત પ્રોત્સાહન મળે છે તેની શક્તિનો વિકાસ પછી કોઈ એવી અજબ રીતે થાય છે કે ગણિતની રીતે તેની ગણતરી થઈ શકતી નથી. જે પ્રોત્સાહન આજે આપણે આપીએ છીએ તે બીજો પ્રસંગ શોધી દશ વર્ષ પહેલાં અપાયું હોત તો નાનાલાલ આજે મુક્તકંઠે ગુજરાતના ટાગોર થયા હોત, ને પ્રોત્સાહન–પ્રેરિત એમની શક્તિઓનો એવો પ્રબળ વિકાસ થયો હોત ને કવિરત્નનો યશપરિમલ એટલો ફેલાયો હોત કે ગુજરાતને પણ નોબેલ પ્રાઇઝની લ્હાણી કદાચ મળી હોત. હું ઇચ્છું છું કે આપણો દુંદુભિનાદ હવે દૂર દૂર અતિદૂર પહોંચે. આપણે વગાડીશું તો બીજા સાંભળશે.

## સુરતનો ગર્વ: જયા જયન્તની ફૂલગુંથણી

"જયા અને જયન્ત" અસાધારણ કવિત્વનું ફળ છે. કોઈ પણ સાહિત્યમાં તે પ્રથમ પદ પર રહી શકે એવી તેમાં વિચાર, વસ્તુ ને કળાની ફૂલગુંથણી છે. એ નાટકની પ્રસ્તાવનામાં કવિ કહે છે કે;

"ઇ. સ. ૧૯૧૨ ના મે માસમાં પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરને ત્યાં હું સુરતમાં હતો તે સમયે ગજ્જર સાહેબના બંગલાના વાતાવરણમાં નાટકનો ધ્વનિ–

પ્રતિધ્વનિ ગાજી રહયો હતો. સરસ્વતીચંદ્રના નાટક સંબંધી પડેલી તકરારના પ્રો. ગજ્જર પંચ હતા. પણ રસાયનશાસ્ત્રીને તો જેમ પ્રત્યેક પ્રયોગ કોઈ નિયમનું મૂર્ત સ્વરૂપ છે તેમ તે (Imaginative chemist) કલ્પના-પ્રધાન રસાયનશાસ્ત્રી સન્મુખ તો એ તકરારના પરમાણુમાં આધુનિક નાટકની સુધારણાનો મહાપ્રશ્ન ખડો થયો હતો. મને પણ એક દૃશ્ય નાટક રચવાની સૂચના થઈ. મારી ભત્રીજી ચિ. કુમારી યશલક્ષ્મી મારી સાથે હતી. નૈષ્ઠિક બ્રહ્મચર્યની તેની પ્રતિજ્ઞાએ જોઈતી વસ્તુનું સૂચન કીધું. એ ઉભયનું પરિણામ – યથાશક્તિ યથામતિ આ "જયા અને જયન્ત."

આ ઉપરથી જણાશે કે નાનાલાલને આ નાટક રચવાનું સૂચન પ્રો. ગજ્જર તરફથી થયું હતું, ને આ શહેરના સાહિત્યરસિક વતનીઓ, આપણે એ કૃતિની અપૂર્વ સફળતાને માટે સગર્વ હર્ષ ધરાવી શકીએ.

## "જયા જયન્ત" નું મહત્ત્વ

"જયા–જયન્ત"નું મહત્ત્વ ક્યાં છે? એ નાટક કોઈ અમુક જ સાહિત્યયુગનું નાટક નથી. એ નાટક કોઈ પણ સાહિત્યયુગમાં પોતાનું માથું ઊંચું રાખી શકે તેમ છે. એને વાંચવું એટલે જ વિચારવું, વિચારવું એટલે જ આશ્ચર્યચકિત થવું, તે તેની જ સાથે આનન્દગ્રસ્ત થવું. એવી ખૂબીથી એમાં અસ્ખલિત રસધારા કવિએ વ્હેવડાવી છે, એ એવી મધુર ને મરોડદાર વાણીમાં આવિર્ભૂત થયેલું છે કે ગુજરાતી ભાષાનું સકલ સૌંદર્યધન જાણે મૂર્ત સ્વરૂપે આપણા

તરફ આવતું હોય એવું તેમાં આપણને ભાન થાય છે. "જયા જયન્ત" ના વ્યક્તિત્વનું અગમ્યત્વ એવું મનોરંજક છે, ને તે સાથે એવું નીતિપ્રેરક ને આકર્ષક છે, કે તે સંસાર–નિરીક્ષણમાં ને સામાજિક પુનર્ઘટનામાં વાંચકને, વિચારકને કાંઈક નવીન, કાંઈક અનેરૂં જ દૃષ્ટિતેજ આપે તેમ છે. "જયા–જયન્ત"નાં વિચારો ને ભાવનાઓ વ્યવહારથી જેટલાં દૂર છે, તેટલાં જ ટીકાથી અનવલિપ્ત રહી શકે તેમ છે. તે સાથે પ્રસાદગુણ ને સુંદર શબ્દપુષ્પોનો પરિમલ ને ભાષાના અલંકારોનો ચમકાટ એવાં મોહક છે કે શુદ્ધ સાહિત્યની દૃષ્ટિથી જોતાં આપણે ચોક્કસ કહી શકીએ–મારા આ કથનની જવાબદારી પૂર્ણ વિચારીને હું કહેવાની હિંમત ધરું છું કે ગુજરાતી સાહિત્યમાં અત્યાર સુધીનાં તમામ નાટકોમાં એનું સ્થાન પહેલું જ છે; એટલું જ નહિ પણ એ નાટક કાલિદાસ ને શેકસ્પીઅરનાં ઉચ્ચ નાટકોની કોટિનું છે. અંગ્રેજી ભાષામાં એનું સુંદર ભાષાન્તર રજુ કરવામાં આવે તો તે ભાષાના સાહિત્યશોખીનોને પણ એ અવશ્ય આનંદ ને અપૂર્વ રસ આપી શકે એવું છે.

### રસપાન

એ નાટકમાંથી થોડું રસપાન કરવા ને કરાવવાનો લોભ હું જતો કરી શકતો નથી.

(૧)

જયા : જીન્દગી એટલે શું ?
અંધારૂં કે અજવાળું ? સુખ કે પુણ્ય ?
ઓ જીન્દગીના જાણણહાર ! કહો;

જીન્દગી એટલે રાત્રી કે દિવસ?
નિવૃત્તિ કે પ્રવૃત્તિ? વસન્ત કે ગ્રીષ્મ?
આજ જન્મતિથિ છે મ્હારી,
પૃથ્વી ફરી રહી વીસ પ્રદક્ષિણાઓ સૂર્યની.
પૂછું છું તમને પાલવ ઢાળી
ઉત્તર આપો ઓ ગેબના ગુંબજ!
જીન્દગી એટલે શ્રેય કે પ્રેય?

× × ×

દેવર્ષિજીએ દાખવ્યું છે કે
સાધુઓને તો શ્રેય તેજ પ્રેય
ને પ્રેય તેજ પરમ શ્રેય;
દેહ ને દેહી ઉભયને ઉદ્ધારે
આજ યોગીરાજ જીવન્ત.
આજે સાચી તે કાલે સાચી
કાલોદધિના તરંગો ઉપર
જીન્દગી એટલે કલ્યાણયાત્રા.

આ થોડી લીટીઓમાં કેટલું બધું અર્થગાંભીર્ય છે! ને તે કેવી સરળતા ને રસમયતાથી રજુ કરવામાં આવ્યાં છે!

આવું જ અર્થગાંભીર્ય ભૂતકાળ, વર્તમાનકાળ, ને ભવિષ્યકાળનાં ચિત્રોનાં આલેખનોમાં ન્હાનાલાલ પીરસે છે. સંસારનાં, ઇતિહાસનાં ને અનુભવનાં સરળ સત્યો, અહિં ચીતરાયાં છે એવી મધુરતાથી ચીતરાયેલાં બીજાં કોઈ પણ સાહિત્યમાં અત્યાર સુધી મારા વાંચવામાં આવ્યાં નથી.

ગંભીર સત્યો ને ગંભીર વિચારોને ન છેડતાં રસિકતા ને કળાકૌશલ્ય તરફ આંખી કરીશું તો તે પણ અપૂર્વ માલમ પડશે. જયન્તના આશ્રમમાં ચેતનાહીન જયાને લાવવામાં આવે છે તે પ્રસંગે જયાને જોતાં જયન્ત જે ભાવો સ્ફુટ કરે છે, તે કેટલી ઉચ્ચ ને સુંદર રસિકતા પલ્લવિત કરે છે!

(૨)

એક જ્વાળા જલે તુજ નેનનમાં,
રસ જ્યોત નિહાળી નમું—હું નમું
એક વીજ ઝલે નભ મંડલમાં,
રસ જ્યોત નિહાળી નમું—હું નમું.
મધરાતના પહોર અઘોર હતા,
અન્ધકારના દોર જ ઓર હતા;
તુજ નેનમાં મોર–ચકોર હતા;
રસ જ્યોત નિહાળી નમું—હું નમું.
અહો! વિશ્વનાં દ્વાર ખૂલ્યાં-ઉછળ્યાં,
અહા! અબધૂતો બ્રહ્મ યોગ મળ્યા;
અહા લોચન લોચનમાંહી ઢળ્યા,
રસજ્યોત નિહાળી નમું—હું નમું.
દગબાણુથી પ્રારબ્ધ લેખ લખ્યો,
કંઈ પ્રેમીએ પ્રેમીને પત્ર પરખ્યો,
અને આત્માએ આત્મનને ઓળખ્યો,
રસજ્યોત નિહાળી નમું—હું નમું.

ખરે ! આ સ્થળે, વાંચક ! તારું પણ હૃદય શું કવિની રસિકતા જોઈને કહેવાને નથી પ્રેરાતું કે.

રસજ્યોત નિહાળી નમું—હું નમું.

કવિ, કવિનું પાત્ર, કાવ્ય, શબ્દો, વિચારો એ બધામ વાચક એકતાન થઈ જાય એવો કવિએ રસ પૂર્યો છે.

ગુર્જરસાહિત્યના ઇતિહાસમાં જયા–જયન્ત સદૈ સ્મરાશે.

### કવિના રાસ, વગેરે

"ન્હાના ન્હાના રાસ"માં નાનાલાલે લોકભોજ્ય ને સ્ત્રીભોજ્ય સાહિત્ય પૂરું પાડયું છે. 'ચન્દ્રીએ અમૃત મોકલ્યાં, રે બ્હેન,' 'પૂછશો મા, કોઈ પૂછશો મા,' 'રૂપલા રાતલડીમાં ઉઘડે ઉરનાં બારણાં, હો બ્હેન' 'ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ'–એ ને એવા બીજા રાસો, તેમ જ એનું 'કેસરભીના કન્થ'નું ગીત વગેરે ગીતો શિક્ષિત તેમ જ અશિક્ષિત સ્ત્રીઓ, સહર્ષ ગાય છે. સ્ત્રીસંસ્કૃતિને ને સ્ત્રી-હૃદયને, આર્ય સંસ્કૃતિને તેમ જ આર્યનીતિભાવનાને શું અનુકૂલ છે તે કવિ નાનાલાલ બહુ સારી રીતે સમજે છે, ને એમના રાસ શુદ્ધ ને રસમય આનંદનું ઉત્તમ સાહિત્ય પૂરું પાડે છે.

### કવિનું કામણ

પરંતુ કવિનું કામણ, કવિનું ખરું ગૌરવ ક્યાં છે? એનાં કાવ્યો ને નાટકોમાં સાત્ત્વિકતા છે. કવિ કલાકાર છે, સાથે સાથે સનાતન સત્યનો દ્રષ્ટા છે. યુવકયુવતીઓને એ યુવાવસ્થાનાં સૂચિત સત્યો કહે છે, પણ સાથે સાથે

વિલાસ કે નિરર્થક ઉલ્લાસની નહિ, પણ સંયમની, શ્રેય કલ્યાણની વાતો શીખવે છે. એના બોલેબોલમાં મીઠ હોય છે. એની કલ્પનાસૃષ્ટિ ને આદર્શરચના મા હૃદયને કોઇક દિવ્ય ને શ્રેયસ્કર પન્થ તરફ આવકાર અ છે. કેટલીક વાર તો એના સુયોજિત એકેક વાકય પુસ્તકોથી ન સમજાવાય એટલો ભાવ ભરેલો હોય 'એની સ્વજનજૂની વાતોથી' તેમ જ એની નિર્મ આત્મભાવનાથી, આત્માના સૌંદર્યની ને નૈષ્ઠિક બ્રહ્મચર્ય એની ઉચ્ચ કલ્પનાઓથી, લગ્ન વગેરે સાંસારિક બાબતો માનવહૃદયના ગૂંચ ઉકેલવાની એની અપૂર્વ શક્તિથી, તેમ તે ઉકેલ કરતાં કરતાં એનો વાગ્વિલાસ આપણામાં પ્રેર પોતાનો ઉત્સાહ ને પોતાના હૃદયની "તેજઓઢણી આપણા પર નાંખી આપણા અન્ય કામ દૂર કરવા આપણું જીવન ઉજ્જ્વલ કરવા બને તેટલી સામગ્રી ' પાડવાની એની વૃત્તિથી એણે આપણા પર જાણે કામ કર્યું છે. નાનાલાલ ગુજરાતનો કામણગારો કવિ છે—સમ ગુજરાતને જાણે એણે મુગ્ધ કર્યું છે.

### ઉરના પડદા ખોલો

આ મુગ્ધતાનું "જીભથી નહિ, ઉરથી" ઉચ્ચાર તો આજે કેટલાંક વર્ષો થયા ચાલુ જ છે. પરંતુ એ પ ખરું છે કે ઉરના પડદા ખોલવાની ચાવી ઉચ્ચારણ જ ને તે ચાવીનો જેવો જોઈએ તેવો ઉપયોગ આપણે આજે કરીએ છીએ. આશા છે કે આપણી ઊર્મિઓનો આવિભ આજે આપણને માત્ર પ્રાસંગિક પૂજારી જ ન બના

હરહંમેશ કવિના ભક્ત બનાવે. આવા અસાધારણ કવિઓ કાંઈ દર વીશીપચ્ચીસીએ દર્શન દેતા નથી.

આપણે ભાગ્યશાળી છીએ કે કવિ નાનાલાલના આપણે સમકાલીન છીએ. એમની ભાવનાઓ ઘણાંની અંતરસુધારણાનાં બીજરૂપ છે. વાવનાર વાવે છે, ઊગવું કેટલે અંશે હરિને આધીન છે. છતાં કોણ કહેશે કે 'ઉષા' ને 'જયા–જયન્ત,' 'ઇન્દુકુમાર' ને 'ન્હાના ન્હાના રાસો' એ આપણા સાહિત્યથી લબ્ધ થતા આનંદ–અનુભવો ને બોધોના સંબંધમાં અનેક વાંચકોના હૃદયપલટા નથી કર્યા? કોણ કહેશે કે કવિનાં કલ્પનાચિત્રો આપણા જીવનમાં ખડાં રહી આપણા સમાજમાં કાંઈક નવું, કાંઇક પ્રોત્સાહક, કાંઈક અનેરું નીતિપોષક બળ નથી પ્રેરી શકયાં?

જયમનગૌરીના 'વસન્ત અને કવિ નાનાલાલ'ના લેખમાંના નીચેના શબ્દોએ તેમાં રહેલી સચોટ સત્યતાને લીધે એકદમ મારું ધ્યાન ખેંચ્યું:—

"કવિએ 'વસન્તોત્સવ' ૧૯૦૫માં છપાવ્યો ને પચ્ચીસ વરસમાં તો ગુજરાતમાં ઠેરઠેર વસન્તોત્સવો ઉજવાવા માંડયા, એ શું બતાવે છે? એટલું જ કે જેવી આપણી ભાવના તેવી આપણી અર્થસિદ્ધિ.

કવિની બીજી ઉચ્ચભાવનાઓ પણ વહેલી વહેલી સિદ્ધ થાઓ."....વગેરે

ખરું જ કહે છે, જેવી ભાવના તેવી અર્થસિદ્ધિ. કવિએ પોતાની કૃતિઓમાં અનેરી નિર્મળી ભાવનાઓ આપણને

નજર કરી છે. તો અર્થસિદ્ધિ શા માટે નહિ થાય? થશે જ, ને તે અર્થસિદ્ધિ આપણું કલુષિત વ્યવહારજીવનને ને આપણી સાંસારિક સ્વાર્થવૃત્તિઓને આત્મોન્નતિનાં વિશુદ્ધ ગંગોદકથી ન્હવડાવી આપણા અંદરના પવિત્ર જ્યોતિની સમક્ષ આપણે શરમાવું ન પડે એવી સાત્ત્વિક રીતે ઊભા રહેતાં આપણને કેટલેક અંશે શીખવશે, ને તેથી જ કવિના આત્માનો તેવો પ્રકાશ જાગ્રત્ રાખી તેજમાં તેજ મળતાં તેજને તેજસ્વિતર, અર્થાત્ વધારે તેજસ્વી બનાવશે. કવિજીવનની આ કાંઈ ઓછી કૃતકૃત્યતા ન ગણાય.

### એક કર્તવ્યચ્યુતિ.

કવિનાં 'ઇન્દુકુમાર', 'ઉષા', 'ચિત્રદર્શનો' કે 'રણગીતો' વગેરે વિષે હું કાંઈ જ ખાસ કહેવા ઇચ્છતો નથી. પરંતુ આ પ્રસંગે એટલું કહેવા મન લલચાય છે કે કવિને જાતે જ જે ઊણપ 'ચિત્રદર્શન'માં લાગી છે, તે તેઓ બનતી પહેલી તકે દૂર કરશે તો સાહિત્યને તેઓ ઉપકારક થશે. એમની દર્શનાવલિમાં પ્રો. ગજ્જરનું ચિત્રદર્શન છે નહિ, હોવું જોઈએ એમ એઓ જાતે જ તે પ્રસ્તાવનામાં કહે છે. એક વખત એવો હતો કે ગુજરાતમાં સર્વત્ર, ને આખા ઇલાકામાં સુદ્ધાં ને તેથીએ દૂર ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરનું નામ સર્વેના મનઃપ્રદેશમાં ઘર કરીને બેઠું હતું. મનુષ્યની કૃતિઓમાં શબ્દચિત્ર, સાહિત્ય ચિરકાલીન અમરત્વ ભોગવી શકે છે. કલ્પના ને બુદ્ધિનું સાફલ્ય દર્શાવનાર મૂર્ત સ્વરૂપ–શબ્દ, જેટલો દીર્ઘાયુષી છે, તેટલી મનુષ્યની અન્ય કોઈ પણ કૃતિ છે નહિ. તે કારણને લીધે સાહિત્યકારો,

સમાજસેવકો ને કર્મવીર પુરુષો કરતાં વધારે અમરત્વ ભોગવી શકે છે. સાહિત્યકારોની, કવિઓની, નવલકથાકારોની, ઇતિહાસકારોની પુનિત ફરજ છે કે અન્ય મહાપુરુષોનો ક્ષર દેહ જતાં, તેમના અક્ષર દેહનાં–તેમની કૃતિઓનાં સ્મરણો ચિરસ્થાયી રહે તેમ તેમણે કરવું. દિલગીરીની વાત છે કે સુરતે ગુમાવેલા આ એક હીરાનું જીવનવૃત્તાંત પણ હજી પ્રસિદ્ધ થયું નથી.

તમે કહેશો કે ન્હાનાલાલમાંથી હું ગજ્જરમાં ક્યાં ભાગ્યો ? ઉત્તર એ છે કે, જે દિલગીરી કવિ નાનાલાલે 'ચિત્રદર્શનો'ની પ્રસ્તાવનામાં પોતે પ્રદર્શિત કરી છે તે અત્યારે હું તાજી કરાવી આપવા માંગુ છું, એવી આશાથી કે એ એઓનું અપૂર્ણ કામ પૂર્ણ કરે.

## વનની લીલા

હવે કવિ વનમાં દાખલ થાય છે. વનમાં જે સૌંદર્ય છે તે કવિના આ વનમાં હો ! એ વનમાં જે પરિપક્વ સ્વાભાવિકતા હોય તે કવિના આ વનમાં હો ! એ વનમાં અણદીઠાં પુષ્પો ખીલો, ને એ વનનો વિકાસ સમાજને વધારે ને વધારે ઉપકારક બનો ! એવી મારી અંતઃકરણની શુભેચ્છા છે.

## કવિરાજનો આ ઉત્સવ

અન્તમાં કેટલેક અંશે કવિના જ શબ્દમાં, ને કવિશૈલીના અનુકરણમાં કવિના આ ઉત્સવને વિષે નીચે મુજબ કવન કરી મારું કહેવાનું અતમ કરીશ.

"મન્દિરોમાં પચાસ દીપમાળા પ્રગટાવો,
પચ્ચાસ પચ્ચાસ આરતીઓ ઉતરાવો,
પચ્ચાસ પચ્ચાસ દેવઘંટા વગડાવો,
આજે પચ્ચાસ વર્ષોનો ઉત્સવ છે."

× × ×

અને એ કોણ છે એવો ?
નિર્મળી આત્મભાવનાનો આલેખનાર,
સ્નેહયોગનો સુંદર ચિત્રકાર,
નૈષ્ઠિક બ્રહ્મચર્યનો પુકાર કરનાર,
'પુણ્યજીવન' ને 'જીવનસિદ્ધિ'નો સમજાવનાર.
પવિત્રતાનો પમરાવનાર;
વિલાસિતાનો ધિક્કારનાર;
સંયમિતાનો પાઠ પઢાવનાર,
બ્રહ્મ કવિતાનો કવન કરનાર,
એ કોણ છે એવો ?
ઘેર ઘેર આજે ઉચ્ચારાતો,
સ્થળે સ્થળે આજે સંભારાતો
'ચન્દ્રી' સમ સુધા વર્ષાવતો,
સાહિત્યક્ષેત્રનો પ્રિય વીરો ?
એ તો રાજવી પદને લાયક—
નહિ: તેથીએ વધુ–દેશકવિ પદને લાયક,
આપણો ગુજરાતનો કવિરાજ,
ન્હાનાલાલ દલપતરામ.
આધુનિક આપણા સાહિત્યને,
થાક ચઢયા છે પુરાણા રૂઢ જીવનના,

ઓટ થયા છે રસિકતાના,
ખરી પડયાં છે સાહિત્યકારોના,
ઉડવાની પાંખોનાં પીંછાં;
કાન ફૂટયા છે,
સૂણુતા નથી સંયમમન્ત્રો.
આંખ આંધળી છે,
ઉકેલતી નથી નીતિસંહિતાઃ—
એ થાક ઉતારી પ્રોત્સાહન પૂરે,
પૂરે છે તે કરતાં વિશેષ પૂરે ને પોષે,
આત્માની પાંખો પ્રગટાવે,
હૈયાના જવલંત ઉલ્લાસ જગાડે,
એવો છે આપણો ગુજરાતનો આ કવીન્દ્ર.

બહેનો ને ભાઇઓ!

એવાને કાજે વધુ આયુષ્ય ઇચ્છો,
એવાને કાજે વધુ યશ ઇચ્છો,
એવાને કાજે વધુ શાન્તિ ઇચ્છો,
એવાને કાજે વધુ સ્નેહ ઇચ્છો,
આપણા સાહિત્યમંદિરમાં ઉજ્જવલતા ઇચ્છો,
પવિત્રતા ઇચ્છો
ંદરતા ઇચ્છો,

સાહિત્યમંદિરે આજે, ઓ સાહિત્યરસિકો,
કવિરાજનો ઉત્સવ છે, ઉત્સવ છે.

## કવિશ્રી નાનાલાલનો મણિમહોત્સવ

**નર્મદનગરીમાં વસતાં ગરવી ગુજરાતનાં સાહિત્યરસિક સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો,**

'સાહિત્યમંડળ'ની મહોત્સવસમિતિ તરફથી મંત્રી ભાઈ રણછોડદાસ મહેતાએ મને પ્રમુખ તરીકે સેવા બજાવવા આજને પ્રસંગે આમન્ત્રણ કર્યું તે મેં હર્ષથી સ્વીકાર્યું. નર્મદનગરી મારી પ્રિય જન્મભૂમિ છે ને તેથી હું તેની સાહિત્યિક, શૈક્ષણિક ને ઇતર પ્રગતિમાં હિત ધરાવું છું. સ્વાભાવિક રીતે આજની સેવા હું મારી નમ્ર ફરજ લેખું છું. બાકી હું જાણું છું કે પ્રમુખપદને માટે આ ભૂમિમાં સાહિત્યવિનોદી, વિવેચનકળાનિપુણ, પ્રચ્છન્નકવિ પ્રો. મોહનલાલ દવે વધારે શોભે તેમ છે, અથવા તેમ નહિ તો વિદ્યાવ્યાસંગી સમર્થ લેખક પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી,

અથવા તો જ્ઞાનસંપન્ન સમર્થ અધ્યાપક ભાઈ કાલિદાસ દેશાઈ કોઈ રીતે ઓછા શોભે તેમ નથી. આમન્ત્રણ આપનારાઓનો હું કાર્યારંભે ઉપકાર માનું છું.

### મારી ગત શુભેચ્છાઓની સફલતા

દશ વર્ષ પહેલાં સુવર્ણમહોત્સવ અહિં બે વાર ઉજવાયો હતો, તેમાં એક ઉત્સવમાં ‘ સેવામંડળ ’, ‘ સાહિત્યમંડળ ’, ‘ વસન્તસમાજ ’ને ‘ કલાસમાજ ’ના કાર્યકર્તાઓ તરફથી પ્રમુખપદે મને આમન્ત્રિત કરવામાં આવ્યો હતો. તે વખતે મારા ભાષણને અન્તે મેં સભાને પ્રાર્થી હતી કે કવિને

વધુ આયુષ્ય ઇચ્છો,
વધુ યશ ઇચ્છો,
વધુ શાન્તિ ઇચ્છો,
વધુ સ્નેહ ઇચ્છો.

મને આનંદ થાય છે કે એ પ્રાર્થના સફળ નીવડી છે. વનમાંથી કવિનું આયુષ્ય સાઠીમાં પ્રવિષ્ટ થયું છે. વળી, કવિને પ્રાગ્વનની ઉમરમાં પ્રાપ્ત થયેલા યશ કરતાં આજે વનાન્તે યશ વધુ પ્રાપ્ત થયો છે. આમ પહેલી બે ઇચ્છા ફળીભૂત થઈ છે. ત્રીજી ઇચ્છા કવિને શાન્તિ મળવા વિષેની હતી. સામાન્ય અનુભવની વાત છે કે સાહિત્યકાર જે પ્રકારનું સર્જન કરે છે તે પ્રકારનું સર્જન તેના મન પર સામ્રાજ્ય ભોગવે છે; મોજીલા સાહિત્યનું સર્જન કરનાર સાહિત્યકાર જાતે મોજીલો બને છે, સંયમપ્રેરક સાહિત્યનો

સર્જક સાહિત્યકાર જાતે સંયમી બને છે ને શાન્તિનો પાઠ પઢાવનાર સાહિત્યકાર જાતે શાન્તિશીલ બને છે. કવિનું શાન્તિપ્રેરક સાહિત્ય કવિજીવનને શાન્તિમય બનાવી રહ્યું છે, એ મારી ત્રીજી ઇચ્છાની સફળતા છે. અને છેલ્લી ઇચ્છા, સ્નેહની. છેલ્લા દશકામાં ગુજરાતમાં સાહિત્યના વાડાઓ—જેમાંના કેટલાક વાડાઓ તો કહો કે ભવાડાઓ છે—કડક નજરથી અન્યોન્ય પ્રતિ જોનારાં વિચારક-મંડળો કાંઈ ઓછાં નથી વધ્યાં; તેમ છતાં, પ્રણાલિકાના રક્ષનારા, યુવકો તેમ જ વૃદ્ધો, સ્ત્રીઓ તેમ જ પુરુષો, સર્વ કોઈ કવિ નાનાલાલના ચહાનારાઓમાં સમાય છે. તે બતાવે છે કે કવિ પ્રતિ સ્નેહની નજરે જોનારાઓની સંખ્યા પણ અચૂક વધી છે.

## નાનાલાલ એટલે સંયમિતાનું સાહિત્ય

અમદાવાદમાં મહાત્મા ગાંધીજીના પ્રમુખપદ નીચે થયેલા ૧૨મા સાહિત્યસંમેલનમાં વિભાગીય પ્રમુખ તરીકે મારા ભાષણમાં મેં એક વાત પર ભાર મૂકયો હતો; તે એ કે આપણા સાહિત્યની આજે પુનર્ઘટની થઈ રહી છે ને તેમાં નીતિ, સંસ્કૃતિ, શિસ્ત, સામાજિક બન્ધનોને ઉપહાસને પાત્ર બનાવનાર ગંદા ગલીચ સાહિત્યનું ઉત્પાદન આજકાલ કાંઈ છેક ઓછું જોવામાં આવતું નથી. વાસ્તવતાના નામમાં આજે પાશવતામાં રમતું સાહિત્ય લોકપ્રિય થઈ રહ્યું છે. આપણે ઇચ્છતા હોઈએ કે નહિ ઇચ્છતા હોઈએ તો પણ જાતીયતા ને વાસ્તવતામાં મ્હાણતાં કાવ્યો ને લખાણો નવ્ય માણસને રુચિકર થતાં ગયાં છે. સાહિત્યકાર લોકપ્રિય

થવાના ઉદ્દેશથી લખતો થયો કે તેનું વલણ સાંસ્કૃતિક અધઃપતન તરફ થવાનું જ. અલબત તેવો ભય તો જરૂર ઉત્પન્ન થવાનો જ. એ પ્રકારની લાલસામાં નહિ આકર્ષાનાર લેખકોમાં એક ભડવીર લેખક, નડિયાદનું અમૂલ્ય રત્ન પેલા પ્રખ્યાત નવલકથાકાર, આપણા સાહિત્યમાં એક આદર્શ વિચારક સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી હતા. વર્તમાન ગણ્યાગાંઠ્યા આજીવનસિદ્ધહસ્ત ભડવીર તેવા લેખકોમાં મને અગ્રતમ નામ આજના મોઘેરા મ્હેમાન કવિશ્રી નાનાલાલભાઈનું સૂઝે છે. તેઓ લોકમતથી દોરવાતા નથી, પણ લોકમતને દોરવે છે, અથવા દોરવવા ઇચ્છે છે. તેમના સાહિત્યમાં ને તેમનાં મનનોમાં તેમને અચલ શ્રદ્ધા છે. તે શ્રદ્ધાનું બળ તેઓ પોતાની આત્મપ્રેરણામાં ને પોતાના આત્મજ્યોતિમાં જ શોધે છે, લોકરુચિ પર તેઓ કદાપિ શરણ્ય બનતા નથી. આ દૃષ્ટિએ વિચારતાં આવા લેખકોનું સ્થાન હું સામાન્ય લેખકોના કરતાં ઘણું ઊંચું મૂકું છું. તેઓ કવિ જ નહિ, પણ તેઓ દ્રષ્ટાઓ છે; તેઓ સામાન્ય રીતના સંગીન વિચારકો નહિ પણ સમર્થ ફિલસુફોની કોટિના જગતના તત્ત્વચિંતકગણના ક્રમ પરના સાહિત્યિકો છે. તેઓ માત્ર સુધારકો નહિ પણ પયગંબરોની તુલના પર બેસે એવા સામાજિક પુનર્ઘટનાના વિવેચકો છે. આવા લેખકોને મન પ્રિય તે મારું સત્ય એમ કદી નથી હોતું, સત્ય તે મારું પ્રિય એ જ સદૈવ ધ્યેય હોય છે. બાકી તો આપ જાણો છો કે મોટે ભાગે લેખકો પ્રિય તે જ સત્ય, ને તેનું કથન ઉત્તમ માનનારા હોય છે. આ કનિષ્ઠ શ્રેણિ છે. મધ્યમ શ્રેણિવાળા એવા હોય છે કે

સત્ય બોલવું, પણ પ્રિય હોય એવું સત્ય જ બોલવું એમ તેઓ માને છે. જ્યારે સત્ય જ બોલવું, એમ માનનારા ઉત્તમ શ્રેણીમાં આવે છે. કવિશ્રીના આદર્શોમાં સત્ય જ તરફ ઝોક હોય છે, ત્યાં જ તેની શ્રેષ્ઠતા છે.

## નાનાલાલની ભાવનાઓ

નાનાલાલના તમામ સાહિત્યમાં એક સૂર ઘણો આગળ પડતો માલમ પડશે, ને તે સૂર સંયમિતાનો સૂર છે. એમનાં કાવ્યો એટલે વિશુદ્ધ ભાવનાઓનાં ઉચ્ચ આકાશમાં ઉડ્ડયનો; એમના રાસો એટલે બહેનોના મ્હોંમાં જરા પણ ન લજવાય, બલ્કે ઘણા શોભે એવા મધુર ભાવપ્રવાહો; ને એમનાં નાટકો એટલે બ્રહ્મચર્ય, લગ્ન, પ્રેમ વગેરેના શુદ્ધ આદર્શોના વિમલ જ્યોતિઓનાં શુદ્ધ વાતાવરણો. એમનું સાહિત્ય દેશકાળની મર્યાદાથી જરા પણ પરિમિત નથી; તે જેટલું આજને માટે છે તેટલું જ કાલને માટે છે; જેટલું આપણે માટે છે તેટલું જ અન્યને માટે છે. તે સાહિત્ય અલ્પજીવી નથી, પણ દીર્ઘજીવી છે. તેનું ગૌરવ તેની સાંસ્કૃતિક ઉચ્ચતા પર છે, તેની શિષ્ટતા પર, તેની વિમલતા પર, તેની સત્યપરાયણતા પર છે. પ્રેમ અને ભક્તિના સનાતન મહામન્ત્રો તે સાહિત્યમાં કવિએ રજુ કર્યા છે.

## ઉત્સવોનો ત્રિવેણીસંગમ

આજનો આપણો ઉત્સવ મનમોહક ફૂલગૂંથણી છે. આજે ઉત્સવત્રયનો એક રીતે ત્રિવેણીસંગમ છે. પચીસ વર્ષ પહેલાં કવિશ્રી નાનાલાલને આપણી જ નગરીના અઠવા

લાઈન્સમાં રહેતા કલ્પનાપ્રધાન વિજ્ઞાનશિરોમણી પ્રો. ત્રિભોવનદાસ ગજ્જર સાહેબના બંગલામાં "જયા જયન્ત" માટેનું વસ્તુસૂચન તેમની સાથે થયેલી ચર્ચાને પરિણામે મળ્યું હતું. એ નાટક કવિની ઉત્તમ કૃતિ છે; તેની રચના આમ નર્મદનગરી સાથે સંબંધ રાખે છે. એ નાટક ૧૯૧૨માં રચાયું; તેને આજે ૨૫ વર્ષ વીતી ગયાં છે. તેથી "જયા જયન્ત" રચાયા સાલનું આજે રૌપ્ય મહોત્સવપર્વ ગણાય. બીજું, ૫૦ વર્ષ પહેલાં (બરાબર ૫૧ વર્ષ પહેલાં) આધુનિક ગુજરાતી સાહિત્યના પિતા, નાટક, નિબંધ, ઇતિહાસ, કોષ, કાવ્યો વગેરેના લેખક, ને "પ્રેમશૌર્ય"નો ડંકો વગાડનાર આપણી નગરીની તેમ જ સમસ્ત ગુજરાતની સાહિત્યપ્રગતિનું કોહીનૂર, કવિ નર્મદ અવસાન પામ્યો હતો. તેથી કવિ નર્મદની મૃત્યુતિથિની આજે સુવર્ણજયન્તી લેખાય. અને ત્રીજું, અલબત જે કાર્ય માટે આજે આપણે એકત્રિત થયા છીએ તે, એટલે કે ગુજરાતના લાડકવાયા, ભાવનાશાળી, સંસ્કૃતિસંપન્ન કવિશિરોમણિ આજીવન સાહિત્યકાર નાનલાલની જન્મતિથિ પૃથ્વીની ૬૦ પ્રદક્ષિણાની મર્યાદા વટાવી ગઈ છે, તે શુભ અવસર આપણને પ્રાપ્ત થયો છે; તેથી કવિનો આપણે મણિમહોત્સવ આજે ઊજવીએ છીએ. આમ ત્રણ સુંદર મહોત્સવોનો આજે પવિત્ર સંગમ છે. તેથી સારસ્વત ભકતોને તે પર્વ અપૂર્વ રીતે પાવક ને પ્રેરક હોવું જોઈએ.

### ભકતોનું અર્ધ્ય પ્રશંસા

આજે આપણે કવિના ભક્તજનો અહિં એકત્રિત થયા છીએ. ભકતોનું અર્ધ્ય પ્રશંસા; બીજું શું હોઈ શકે?

કવિની સ્તુતિ એ કવિનું ખરું પ્રોત્સાહન હોવું જોઈએ. કવિઓ તો ભાવભૂખ્યા જ હોય છે; તેમના પ્રતિ ભાવ બતાવનારાઓનું મંડળ ઝામ્યું કે તેઓ મસ્ત બને છે, ને તેમને નવીન જ ચેતન ને પ્રોત્સાહન મળે છે. તેવું ચેતન ને તેવું પ્રોત્સાહન આજે તેમને મળો એમ હું ઇચ્છું છું.

## કવિની કલાભૂષિત કૃતિઓ

કવિએ ગુજરાતી સાહિત્યનાં ઘણાં અંગો ખેડ્યાં છે. તેમના રાસ, ઇન્દુકુમાર, જયાજન્ત, વસંતોત્સવ, ચિત્રદર્શનો વિશ્વગીતા, કુરુક્ષેત્ર વગેરે કૃતિઓને જોશો તો માલમ પડશે કે કાવ્ય, નાટક, રેખાચિત્ર, નિબંધ, ઇતિહાસ વગેરે કવિએ સુંદર રીતે ખેડ્યાં છે. તેમનાં કાવ્યોએ ગુજરાતી સાહિત્યમાં નવીન ચીલો ઉત્પન્ન કર્યો છે. તેમનાં નાટકોમાં સંસ્કૃતિસંપન્ન સુધારાઓની નવીન ને બંડખોર ભાવનાઓ તરવરી રહે છે. તેમના રાસોમાંના અનેક રાસ ઘરગથ્થુ રાસો થઈ પડ્યા છે. તેમની શબ્દચમત્કૃતિ તે તેમની જ છે, તે અનનુકરણીય છે. તેમની શૈલીવિશેષતા તે તેમની જ છે, તે અનનુકરણીય છે. તેમની ભાવનામીઠાશ તે તેમની જ છે, તે અનનુકરણીય છે. ડોલન તો તેમનું જ ને હું ધારું છું તેમનું જ રહેશે.

## કવિ નામ અમર હો !

આજને શુભ પ્રસંગે કવિના ભક્ત તરીકે આપ સૌ તરફથી હું મુખ્ય શુભેચ્છા પ્રદર્શિત કરું છું કે કવિનો યશઃપરિમલ દિગન્તોમાં પ્રસરો ને તેમની શુભ ભાવનાઓ

ગુર્જર સાહિત્યમાં અમર રહો! 'સપ્તર્ષિમંડલને રસવન્દના' કરતાં કવિ કહે છેઃ

"હજારો વર્ષનાં વ્હાણાં વાયાં અને વહી ગયાં,
સૂર્ય છે–ચન્દ્ર છે તેમ ત્હમે ત્હોયે તપી રહ્યા."

આ જ પ્રકારનો ભાવ આપણે કવિ પ્રતિ પ્રદર્શિત કરીશું ને કહીશું કે આપણી "ગરવી" ને "ગુણવન્તી" ગુજરાતના વ્યોમમાં

હજારો વ્હાણાં વાજો,
હજારો વ્હાણાં વહી જજો;
કવિની કીર્તિ આપણા સાહિત્યમાં અમર રહેજો!

## અન્ય શુભેચ્છાઓ

છેલ્લી કેટલીક વિશેષ શુભેચ્છાઓ પ્રદર્શિત કરવા હું રજા રજા લઉં છું.

## દીર્ઘ આયુષ્ય

સ્રીસાંસ્કૃતિક સાહિત્ય વિમલ વાતાવરણમાં કવિના જેટલું સુંદર રીતે આપણા કોઈ લેખકે ખેડયું નથી. લગ્ન, કૌમાર, બ્રહ્મચર્ય, વૈધવ્ય, પ્રેમ વગેરે વિષયો પર ક્ષણે ક્ષણે નવતા અર્પે એવા સદ્વિચારોની સરિતાઓ કવિએ વહેવડાવી છે. મને કવિના ખાનગી જીવનની માહીતી નથી; પણ હું એટલું કહી શકું છું કે સ્રીજીવન વિષે કવિની ભવ્ય પ્રેરણાઓ માટે એમનાં સહધર્મચારિણી જવાબદાર હોયા સિવાય હોઈ શકે જ નહિ. તેટલા માટે શ્રીમતી

માણેકબેનને હું અખંડ સૌભાગ્ય ભોગવવા આપના સૌના તરફથી પ્રમુખપદેથી મારો હાર્દિક આશીર્વાદ આપું છું.

### પ્રેમભક્તિસૂક્તિઓ

બીજી શુભેચ્છા હું એ પ્રદર્શિત કરું છું કે કોઈ ઉત્સાહી કવિભક્ત તેમનાં પુસ્તકોમાંથી સુંદર રીતે પ્રગટ થયેલાં સુંદર મનનોને એકત્રિત કરે. એવા એક 'પ્રેમભક્તિસૂક્તિ-સંગ્રહ'ની આવશ્યકતા છે. અનેક સારાં પુસ્તકોને વાંચવાની જેને તસ્દી ન લેવી હોય તેવા વાચકવર્ગને આવું પુસ્તક અવશ્ય ઉપકારક થઈ પડે. તેવો વર્ગ આજના ન્હાસભાગિયા જમાનામાં ઓછો નથી, ને છે તેથીએ હજી આગળ જતાં વધુ ઓછો થયા વિના નહિ રહે. આજે 'સરસ્વતીચન્દ્ર'ને સાદ્યંત વાંચનાર કેટલા છે? કવિના વિચારોનો સૂક્તિસંગ્રહ હોય તો કવિનાં સ્મરણો સારી રીતનાં ચાલુ રહે.

### સાઠ સ્થાને ઉત્સવો ઉજવાઓ!

છેલ્લી ઇચ્છા એ કે ગુજરાત વધુ ને વધુ ગુણાનુરાગી બનો! અન્યપ્રાન્તીય આવો કોઈ કવિ હોય તો તે નોબેલ પ્રાઈઝ મેળવી શક્યો હોય, કારણ તેનાં નગારાં વગાડનારા ખૂબ મળે. કવિવર ટાગોરના કરતાં કવિશ્રી નાનાલાલ ઊતરતા હોય એમ માનવા હું તૈયાર નથી. પણ આપણે હજી નાનાલાલને પીછાનતા નથી. આવા મહોત્સવો કાંઈ તેમની પૂરતી પીછાન ન કહેવાય: આ તો એક ક્ષણિક ઘંટાનાદ કહેવાય. આપણામાંનાં ઘણાંની નજરમાં તેજદ્વેષ છે; ને જેના ગુણોને આપણે જ ન પીછાનીએ તેને પરપ્રાન્તીયો ક્યાંથી પીછાને? નાનાલાલમાં માત્ર પ્રતિભા

હોત તો તેમાં હું કશું ખાસ ન ગણુત; એમનામાં માત્ર શબ્દમાધુર્ય હોત, તો તેમાં પણ હું કશું ખાસ ન ગણુત; એમનામાં માત્ર કલા હોત તોએ પણ હું કશું ખાસ ન ગણુત. સાહિત્યમાં પવિત્રતાવિહોણી પ્રતિભા દિશભૂલ્યા મુસાફર જેવી છે; ધ્યેયવિહોણી શબ્દમધુરતા ચોરાચકલાઓનાં ગપ્પાં જેવી છે; અને નીતિવિહોણી કળા ચારિત્ર્યવિનાની સુશોભિતવસ્ત્રભૂષિત રમણી જેવી છે. કવિના સાહિત્યમાં પવિત્રતા, ધ્યેય, નીતિનો મજાનો મેળ છે–જે મેળનો આપણા સાહિત્યશેરબજારમાં કેટલાક દલાલોને મુખે ઊન ભાવ–ડિસ્કાઉન્ટ ભાવ છે. પ્રભુ આવા મોંઘેરા મેળવાળા કવિશ્રીના આપણને વધુ ને વધુ ગુણાનુરાગી બનાવે! આવી જયન્તીઓ સાહિત્યસભાઓમાં જ ન ઉજવાતાં શાળાઓ ને મહાશાળાઓ (કૉલેજો)ના અને અન્ય અનેક સમાજોની પ્રવૃત્તિઓ બનો! કવિનાં સાઠ વર્ષ થયાં તો હોણુ સાઠ સ્થળે તેમની જયન્તીઓ ઉજવાઓ, એ મારો આશીર્વાદ છે!

કવિશ્રી! પ્રભુ આપનું કલ્યાણ કરો! ને પ્રભુ આપની વિચારવિમલતા ને વાણીવિલાસિતા વધુ ને વધુ વિલસાવો! એ જ મારી આપના મિત્ર તરીકે શુભેચ્છા છે, ભક્ત તરીકે પ્રાર્થના છે, ને પ્રમુખ તરીકે આશીરુક્તિ છે.

## પ્રો. આનન્દશંકર ધ્રુવ

પ્રોફેસર આનન્દશંકરના શિષ્ય હોવાનું મને સદ્ભાગ્ય હતું. તે સદ્ભાગ્યને બળે જ હિંદુસ્તાન જેને પ્રિન્સિપલ આનન્દશંકર તરીકે સંબોધી શકે છે તેને હું પ્રોફેસર આનન્દશંકર તરીકે સંબોધી શકું છું. પિતા, કાકા કે મામા ગમે તે પદ ધારણ કરતા હોય પણ બાળક તેને હમેશ વાત્સલ્યભાવે જોઈ ને બોલાવી શકે, તેમ જ એક વાર જેનો ગુરુ તરીકે નિકટ પરિચય થયો હોય, તેનો જે પદે પરિચય થયો હોય તે જ પદને વિષે તેનું સંસ્મરણ શિષ્યને દૃઢ ને તાજું રહે છે. માટે 'પ્રિન્સિપલ આનન્દશંકર' એમ કૃત્રિમ રીતે ન વિચારતાં હું હમેશ 'પ્રોફેસર આનન્દશંકર,' એ રીતે એમનું ચિત્ર મનમાં રાખી વિચારું છું.

આજે પા સદી વીતી ગઈ છે. છતાં પ્રોફેસર આનન્દશંકરને વિષે મન પર જે જે છાપો પડી હતી તે એવીને એવી જ તાજી છે.

સાદો સ્વચ્છ પોશાક પહેરી, કપાળમાં મોટો ચાંલ્લો ધારણ કરી, લગભગ અમુક નિયમિત વખતે, સુમારે બપોરના બાર વાગે, એક સ્વમાલિકીના મોટા અમદાવાદી સગરામમાં નીચું મોં ઘાલી પુસ્તકવાચનમાં મશગુલ એવી વ્યક્તિને મારા તે વખતના આવાસ આગળથી–પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ આગળથી ગુજરાત કૉલેજ તરફ જતી હું રોજ જોતો. તેમની મુખાકૃતિમાં હું ગંભીરતા જોતો. તેમના પહેરવેશમાં હું સંયમિતા જોતો. તેમનાં પુસ્તકાકર્ષિત નયનોમાં હું ઉદ્યોગ ને વિદ્યાવિલાસિતાના ચળકાટ જોતો. આમ એકંદર રીતે કૉલેજની બહારના વાતાવરણથી તેમને વિષે સન્માનની વૃત્તિ મારામાં ઉચ્ચ પ્રકારની ઉત્પન્ન થઈ જ ચૂકી હતી.

કૉલેજજીવનનાં શરૂઆતનાં ત્રણ વર્ષ મેં ગુજરાત કૉલેજમાં અભ્યાસ કર્યો હતો. પ્રિવિયસ કલાસમાં હું તેમના હાથ નીચે **विक्रमोर्वशीय** શીખ્યો હતો, પછી ઈન્ટરમાં **मुद्राराक्षस** ને **तर्कसंग्रह**, ને જ્યુનિયર બી. એ. માં Kant's Philosophy. એમણે નાટકોનું શિક્ષણ એવી સુંદર રીતે આપ્યું હતું કે એ નાટકોના અમુક અમુક ભાગો સ્વપ્ને પણ ભૂલી શકાવાના નથી. એ શિક્ષણની ચાવી શેમાં હતી? લાંબા ભાષણોમાં કે શબ્દોના અર્થ વગેરે પર લાંબી ટીકાઓમાં નહિ; તેવું તેઓ કવચિત જ

કરતા. તેમના શિક્ષણની ખૂબી તેમના રસિક વાચનમાં હતી. સાહિત્ય જે રસપૂર્વક મોટેથી વાંચી ને સંભળાવી ન શકે તે તે સમજતો જ નથી એમ કહી શકાય. કોઈ પણ કાવ્ય કે નાટકનું Appreciation, રસપાન તેના ખૂબીભેર રીતે વાચનમાં બહુધા આવી જાય. અમુક અમુક ફકરાઓનો રસ એમના ખૂબીભેર રીતે થયેલા વાચનથી મન પર ઠસેલો તે હજી પણ એવો ને એવો જ છે; ને તે તે પુસ્તકો હાથમાં લેતાં પ્રો. આનન્દશંકરની વાચનલઢણના મૃદુ રણકા જાગ્રત્ થઈ આવે છે.

**तर्कसंग्रह** સમજાવતાં જે ઝીણવટ એમણે વાપરેલી ને જે સ્પષ્ટ વિચાર કેળવવાની આવશ્યકતા પર એમણે ભાર મૂકેલો તે પણ હમેશ સાંભર્યા કરે છે. **तर्कसंग्रह**નો તો ઘણાએ ભાગ હવે ભૂલી ગયો છું, પણ એ વિષયના શિક્ષણથી એમના તરફની ન વિસ્મરાય એવી પ્રસાદી તે આ જ: કોઈ પણ વિચારનું બહુ જ સ્પષ્ટ રીતે પૃથક્કરણ કરી શકવાની આવડત ને ટેવ મને એમના **तर्कसंग्रह** ના શિક્ષણથી પ્રાપ્ત થઈ.

સાહિત્યમાં રસિકતા, વિચારમાં સ્પષ્ટતા—એ બે હું એમના તરફથી શીખી શક્યો.

પરંતુ આટલું જ હોત તો કદાચ પ્રણતિપૂર્વક એમના તરફ મારો દૃષ્ટિપાત ન પણ રહેત. આ વાતો સન્માન ઉત્પન્ન કરે એવી છે; પણ પ્રેમ ને આકર્ષણ ગુરુ તરીકેના એમના ચારિત્ર્યથી ઉત્પન્ન થયાં. ૧૯૦૩નું વર્ષ બરાબર યાદ છે. કુટુંબમાં મંદવાડને લીધે એઓ આખુ રહેતા. કૉલેજ

ઉઘાડી હતી, દિવસો પર દિવસ ચાલ્યા જતા હતા, અને તે વખતની ગુજરાતકૉલેજ એટલે અવ્યવસ્થાનું પૂછવું જ શું? ‘હર્સ્ટ ઈઝ વર્સ્ટ’–એટલે હર્સ્ટ નામના તે વખતના પ્રિન્સિપાલ વર્સ્ટ છે, તદ્દન નકામા છે, એમ એલિસ બ્રિજની અનેક કમાનો પર ને કૉલેજની ભીંતો પર ચાકથી મોટે અક્ષરે લખાતું: તે પરથી વાચક કલ્પી શકશે કે જ્ઞાનમાં તેમ જ કૉલેજના વહીવટમાં તે વખતના ગુજરાત કૉલેજના પ્રિન્સિપાલ, મિ. હર્સ્ટ તદ્દન નાસીપાસી ઉત્પન્ન કરે તેવા હોવા જોઈએ. પ્રોફેસર લાંબો વખત ગેરહાજર રહે તો તેને બદલે બીજા કોઈની ગોઠવણ કરવી જોઈએ, એ ક્યાં તો એમને સૂઝેલું જ નહિ કે સૂઝ્યું હોય તો કૉલેજ બોર્ડ પાસે તેવી ગોઠવણ કરાવી શકેલા નહિ. ગમે તેમ પણ અનિવાર્ય રીતે પ્રો. આનન્દશંકરને લગભગ આખી ટર્મ ગેરહાજર રહેવું પડેલું ને તેમના પોતાના ઘરમાં મંદવાડ હતો ને તેમનું ચિત્ત વ્યગ્ર હતું, છતાં ઉપલા સંજોગને એઓ જે રીતે પહોંચી વળ્યા, તેથી ગુરુ તરીકે એમની કર્તવ્યનિષ્ઠતા કેવી હતી તેનું મને ન ભૂલાય એવું ભાન થયેલું. તેઓ પોતાને જે શિખવવું હોય તેની notes, તેનાં લાંબાં ટાંચણો આબુથી તેમના મિત્ર ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી પર મોકલતા, ને તદ્દન નિઃસ્વાર્થવૃત્તિએ ઉત્તમલાલભાઇ કૉલેજમાં આવીને એ notes ઉતરાવી જતા. આવી કર્તવ્યનિષ્ઠા વિરલ નથી?

તે જ સમયે ગુજરાત કૉલેજમાં શ્રી ભૂલાભાઇ જીવણજી દેસાઈ પણ પ્રોફેસર હતા. પ્રો. આનન્દશંકર ને પ્રો.

ભૂલાભાઈ વચ્ચે ગાઢ મૈત્રી હતી ને બંને પ્રોફેસરોથી તે વખતે વિદ્યાર્થીઓ પ્રસન્નચિત્ત રહેતા. પ્રો. આનન્દશંકર, એટલે જ્ઞાનના કુબેરભંડારી; પ્રો. ભૂલાભાઈ, એટલે વકતૃત્વના કુબેરભંડારી. પહેલાની વિદ્વત્તા ને રસિકતાથી જ્યારે ઘણા મુગ્ધ થતા, ત્યારે બીજાની સ્ફૂર્તિ, એમની બોલવાની શક્તિ, ને એમની ચમકતી બુદ્ધિથી વિદ્યાર્થીઓ મુગ્ધ થતા. બંનેના જીવનના તે પછીના વિકાસ આ અનુભવને સત્ય પાડે છે; કારણ પ્રથમની ખ્યાતિ જ્યારે આરૂઢ પંડિત તરીકે હિંદમાં પ્રસરી છે, ત્યારે દ્વિતીયની કીર્તિ અત્યારે પ્રથમ પદના મુંબઈના ઍડવોકેટ તરીકેની છે.

કૉલેજજીવનના સંસ્કારોને છોડી દઈ ને અન્ય સંસ્કારો પર આવું. પ્રો. આનન્દશંકરનો મોટામાં મોટો સદ્‌ગુણ તેમનામાં રહેલી મિઠાશનો છે. બને ત્યાં લગણ તેઓ કડવાશ વાપરતા નથી; અને જો કે આ વૃત્તિ તેમનામાં દૂધદહિંમાં સાથે પગ રાખવાની વૃત્તિમાં પરિણમી છે એવો એમના પર આક્ષેપ થાય છે–કવચિત્ તે સત્ય પણ હોય છે–છતાં એકંદરે એ વૃત્તિમાં એમનું ઔદાર્ય ને એમનું સૌજન્ય છે. "નળાખ્યાન"માં પ્રેમાનંદ જે વ્યતિરેક કરે છે–"ગંભીરતામાં વર્ણવું, પણ અર્ણવમાં ખારાશ," તે એમને લાગુ પડી શકાય તેમ છે. જેટલું જાણે છે એટલું તેઓ કહેતા નથી.

અને આ એક કરતાં વધારે રીતે સત્ય છે. વિદ્વત્તાની બાબતોમાં પણ જ્ઞાનના પ્રમાણમાં કથન એમનું બહુ જ થોડું હોય છે. એમની વિદ્વત્તાની રસિક પ્રસાદી એમની

મધુર વાણીમાં ગુજરાતને "વસન્ત" દ્વારા કોઈ કોઈ વાર પ્રાપ્ત થાય છે. પણ શું આ બસ છે? કીર્તિસ્તંભરૂપ એમનાં પુસ્તકો ક્યાં? એમની વિદ્વત્તાના પ્રમાણમાં એમના તરફથી સંગીન ગ્રંથોની શું આપણે આશા ન રાખી શકીએ?

સર્વ સમાજમાં તેમ જ ગુર્જરસમાજમાં બે પ્રકારની વ્યક્તિઓ જોવામાં આવે છે; એક Self-assertive ને બીજી Self-controlling. સ્થૂળ રીતે કહીએ તો પ્રથમ વર્ગ સ્વાર્થશીલ, શોરબકોરીઓ, 'હું, હું, ને હું,' સર્વત્ર હોઉં, એવી વૃત્તિવાળો કહેવાય, જ્યારે દ્વિતીય વર્ગ આત્મસંયમમાં ખરો આત્મવિકાસ માનનાર, સંગીન સેવાવૃત્તિવાળો ને સ્વાર્થના કરતાં કર્ત્તવ્યના ધ્રુવ તરફ નજર રાખીને જીવનનૌકા હંકારનાર વર્ગ કહેવાય. પ્રો. આનંદશંકર આ બીજા પ્રકારના જીવનનાવિક છે. સાહિત્યમાં અગ્ર સ્થાન એ શોધતા નથી, અગ્ર સ્થાન એમને શોધે છે; કેળવણીમાં અગ્ર સ્થાન એ શોધતા નથી, અગ્ર સ્થાન એમને શોધે છે. સારાંશ, સેવાવૃત્તિ ને વિનીતતા એમનામાં આગળ પડતા સદ્ગુણો છે.

ગુજરાતનું કમનસીબ છે કે પ્રો. આનન્દશંકર ગુજરાતથી દૂર વસે છે. જે સમયે એ પોતાના જ્ઞાન ને અનુભવનો લાભ ગુજરાતને ઘણો સારી રીતે આપી શકે એ જ સમયે એઓ દૂર ગયા છે. જે વર્ષો એમણે કાશીમાં ગાળ્યાં તે વર્ષ એમણે અમદાવાદમાં ગાળ્યાં હોત, તો ગુજરાત–યુનિવર્સિટિ વાતનો જ વિષય ન રહેતાં સિદ્ધ બાબત બની ચૂકી હોત. વાતો કર્યાથી કે સ્વતઃકલ્પિત અનુકૂળ મંડળો ઊભાં કર્યાથી કાંઈ ગુજરાતયુનિવર્સિટિ અસ્તિત્વમાં ન આવે;

તે વાતોની પાછળ શ્રદ્ધા પ્રેરે, ને લોકમતને દોરવે એવી, અને લોકપ્રતિષ્ઠાથી પુષ્ટ હોય એવા આત્મબળવાળી પ્રેરણા જોઈએ; ને એવું આત્મબળ પ્રો. આનંદશંકરમાં છે, એવું પ્રતિષ્ઠિત બળ એમના વ્યક્તિત્વમાં છે, એની કોઈથી ના પાડી શકાય તેમ નથી. જે ગુર્જરરત્ન તદ્દન નવીન ને અપરિચિત ક્ષેત્રમાં નૂતન યુનિવર્સિટિ ચલાવી શકે છે તે રત્ન પરિચિત પ્રદેશમાં તે કાર્ય તો વધારે સરળતાથી કરી શકે.

નડિયાદમાં મળનારી ગુજરાતી સાહિત્ય પરિષદનું પ્રમુખપદ પ્રો. આનન્દશંકરે સ્વીકાર્યું છે, તેથી ગુજરાતની સાહિત્યરસિક આલમને એમના તરફથી મિષ્ટ જ્ઞાનપ્રસાદી ટૂંક સમયમાં મળવાની એટલું તો ચોક્કસ જ છે. એમના ભાષણમાંથી ઘણું નવું જાણવાનું મળશે એ પણ નક્કી છે.

પરંતુ એમના નેતૃત્વ નીચે પરિષદમાં કાંઈક નવું ને ઉપયોગી ચેતન આવે એવું ગુજરાત ઇચ્છે છે. ગુજરાત અત્યારે સાક્ષરોના વાડાઓ રૂપ ક્ષેત્ર બનેલું છે. આ તમામ વાડાઓથી પ્રો. આનન્દશંકર પર છે. તો આશા રાખી શકાય કે પરિષદમાં ને પરિષદમંડળમાં જે મારુંતારુંનું બળ છે તે એઓ યુક્તિથી અંકુશમાં આણશે, ને અત્યારે તો કૂતરો પૂંછડીને નથી હલાવતો પણ પૂંછડી કૂતરાને હલાવે છે, એવી જે હાસ્યજનક સ્થિતિ થઈ પડી છે તેમાં તેઓ સુધારો કરશે.

## સાહિત્યનો સિંહ નરસિંહ

સાહિત્યને ખોટ :—શ્રી નરસિંહરાવ દીવેટીઆના અવસાનથી ગુજરાતને પરિપક્વ ભાષાશાસ્ત્રી, સમર્થ વિવેચક, ને સંસ્કૃતસંપન્ન કવિની ખોટ પડી છે.

### તેમની ઉત્તમ માનવતા

નરસિંહરાવભાઈના સ્વર્ગવાસ પામ્યાના સમાચાર આપતાં અનેક વર્તમાનપત્રોમાં તેમને વિષે સાહિત્યના ભીષ્મપિતામહની કલ્પના કરવામાં આવી હતી. ભીષ્મ-પિતામહ ઉત્તરાયણ થતાં સુધી બાણુશૈયા પર પડયા હતા ને તે થતાં તેમનું અવસાન થયું હતું તેમ નરસિંહરાવભાઈ પણ લાંબો સમય સુધી મંદવાડની બાણુશૈયા પર દુઃખ ભોગવતા હતા અને ઉત્તરાયણ થતાં તેમનું મૃત્યુ થયું એ સામ્ય અવશ્ય ધ્યાન ખેંચે એવું છે. એ

સામ્ય ચિત્તાકર્ષક છે એ ખરી વાત છે, પણ આપણે તેના કરતાં આગળ જઇશું. ભીષ્મપિતામહના વ્યકિતત્વ તરફ આપણે માનથી જોઈશું એ ખરું છે, પણ તેથી આગળ જઈને નરસિંહરાવભાઈના વ્યક્તિત્વ તરફ આપણે પ્રેમથી આકર્ષાઈશું; કારણ તેમનામાં ઉત્તમ માનવતા હતી. આપણે બધા માનવીઓ છીએ, ને માનવતાથી ઇતર જીવન આપણને અસાધ્ય છે, તેથી આપણામાંનો મોટો ભાગ માનવતા તરફ ભાવભીનાં હ્રદય સાથે આકર્ષાય છે. સહ્રદયતા, દુઃખી જીવો માટે સમભાવ, મોટા સાથે મોટા ને નાના સાથે નાના થવાની શક્તિ, અને તેના અવિર્ભાવ-રૂપ સાહિત્ય ઉત્પન્ન કરવાની શક્તિ નરસિંહરાવનામાં હતી: તે એમની અસાધારણ માનવતા હતી, અને તે માનવતા તેમના તરફ અનેકને સ્નેહથી આકર્ષતી હતી.

## તેમની લોકોત્તરતા

તેમનામાં લોકોત્તરતાના ઉત્તમ ગુણ હતા. તેઓ વજ્રથી પણ કઠોર થઈ શકતા ને કુસુમોના કરતાં પણ વધુ મૃદુ થઈ શકતા. તેમના આખા સાહિત્યિક જીવનમાં કઠોરતા ને મૃદુતાનો વિરોધી સંગમ જોવામાં આવશે. વિવેચક તરીકે, સ્થૂળ રીતે કહીએ તો, જે કોઈ હાથમાં આવે તેનાં છોડીઆં ફાડવામાં તેઓ જરા પણ સંકોચ રાખતા નહોતા. હું જ્યારે કૉલેજમાં હતો ત્યારે યકાર ને હકારના એમના આગ્રહ ને દુરાગ્રહ વિષેની ચર્ચાઓ અનહદ વિખવાદ પેદા થાય ત્યાં સુધી જોતો, અને તેમાંની કઠોરતાને પરિણામે એક પ્રસંગે સ્વ.

તનસુખરામ ત્રિપાઠીને "મૌનાષ્ટક" રચવું પડેલું તે મેં જોયું હતું. પણ તેમ છતાં આ કઠોરતાની પાછળ તેમના હૃદયમાં માનવતાની ઉમદામાં ઉમદા મૃદુતા ને માનવ સમભાવોની ઉષ્ણતા હમેશ ચાલુ રહેતી. તેમનાં કાવ્યોમાં જ્યાં જ્યાં સંસારસુધારાનો પ્રશ્ન આપણે જોઈએ છીએ ત્યાં ત્યાં પીડિતોના પ્રતિ સમભાવ ને તેમના પોતાના હૃદયની મૃદુતા જ તેમને તેમનાં ગીતોના સૂર પૂરા પાડે છે. તેમની પ્રખ્યાત કરુણપ્રશસ્તિ પણ તેમની ઉત્તમ માનવતાનું, હૃદયની મૃદુતાનું જ પરિણામ છે.

## ગુર્જર સાહિત્યનો સિંહ

તેમના વ્યક્તિત્વના એક ઘણા આગળ પડતા ગુણને લક્ષમાં કોઈ પણ ન રાખે તો તે તેમનું વ્યક્તિત્વ બરાબર સમજતો નથી એમ હું માનું છું. તેવો ગુણ ધ્યાનમાં રાખી હું તેમને ગુર્જર સાહિત્યનો સિંહ કહેવાનું પસંદ કરીશ. વનમાં જ્યારે સિંહની ગર્જના થાય ત્યારે અન્ય પ્રાણીઓ નાસભાગ કરી છૂટે તેવી રીતે નરસિંહરાવભાઇ સાહિત્યક્ષેત્રમાં કોઈ પણ વિષયમાં ગર્જના કરે ત્યારે બીજાઓઓએ મૌન સેવવું જ જોઈએ; ખુશીથી તેઓ તેમ ન કરે તો કંટાળીને પણ તેમણે તેમ કરવું જ જોઇએ. સિંહની પેઠે ગર્જનાઓ કરવાની તેમની અચૂક વૃત્તિ હતી, અને વાદવિવાદમાં તેઓ "છેલ્લો બોલ તો મારો જ" એ ન્યાયમાં માનતા હતા.

## સત્યનો અભિનિવેશ

આ તેમની ગર્જનાઓની પાછળ પ્રેરક બળ તેમનો સત્યનો અભિનિવેશ હતો. સાહિત્યમાં તેઓ સત્યના ગાંભીર્યની હમેશ આશા રાખતા અને તે ગાંભીર્યનો કોઈ પણ અનાદર દર્શાવે તો તેઓ છેડાઇ જતા. મોટાઈનું એક ચિહ્ન એ છે કે તેના સંબંધમાં ગેરસમજુતીઓ પેદા થાય છે. તેમના સત્યના અભિનિવેશને લીધે ઘણાના મનમાં એ વિચાર ઉદ્ભવ્યો છે કે નરસિંહરાવભાઈ કલહપ્રિય હતા. પરંતુ મારા માનવા પ્રમાણે તેમ નહોતું. અલબત તેઓ આવેશી હતા, અને તેથી જે દૃષ્ટિબિન્દુ તેમને સ્વીકાર્ય લાગે તે અન્યને તેમ ન લાગે તો તેઓ એકદમ વિરોધ પર આવી જતા ને તે વિરોધનો પ્રબળ આવિર્ભાવ કરવા એકદમ પ્રવૃત્ત થતા; પણ તે આવિર્ભાવની પાછળનું પ્રેરક બળ સત્ય વિષે તેમનો અભિનિવેશ હતો.

## સ્વપ્રકાશ

પણ સત્યની શોધ વિકટ છે. તે શોધ કેટલાક સ્વપ્રકાશથી કરે છે, કેટલાક વિશ્વપ્રકાશથી કરે છે, કેટલાક અન્યપ્રકાશથી કરે છે, ને કેટલાક વળી મિશ્રપ્રકાશથી કરે છે. નરસિંહરાવભાઇ તેમનાં ભાષાશાસ્ત્રનાં વ્યાખ્યાનોમાં તેમ જ જોડણીના આગ્રહોમાં ને ઇતર સર્વ બાબતોમાં સ્વપ્રકાશદ્વારા સત્યાન્વેષણપરાયણ હતા.

## સંસ્કારી મધુરતા

એમનાં કાવ્યોમાં એક પ્રકારની અસાધારણ સંસ્કારી મધુરતા તરવરી આવતી હતી. સંસ્કૃતનું ને સંગીતનું તેમને ઉચ્ચ જ્ઞાન હતું, ને સંસ્કૃતિપ્રિયતાનું તેમને ઉચ્ચ ભાન હતું. તેને લીધે તેમનાં કાવ્યોમાં, શબ્દોની પસંદગીમાં, ભાવનાઓના પ્રવાહમાં, ને વૃત્તોના પરના કાબુમાં ઉત્તમતા જોવામાં આવે છે. તેઓ આદર્શવાદી હતા, વાસ્તવતાવાદી નહોતા, તે તેમના જીવનને આધુનિક ઘડમથલના વાસ્તવતાના અનેક પ્રશ્નો સ્પર્શી શકયા નહોતા. તેને લીધે નવજવાન કવિઓનાં કાવ્યોના જે અનેક આધુનિક વિષયો આપણે અનુભવીએ છીએ તે એમનાં કાવ્યોમાં આપણે અનુભવી શકતા નથી. સાંસ્કૃતિક ને સામાજિકથી ઇતર વિષયો તેમના કાવ્યપ્રવાહમાં વહી શકયા નથી. પણ એટલું સ્પષ્ટ છે કે જે વિષયો તેમના કાવ્યક્ષેત્રમાં પ્રવેશ્યા છે તે વિષયોને તેમણે સુંદર ન્યાય આપ્યો છે.

## સંગીતપ્રિયતા

તેમનાં કાવ્યોના માધુર્યની પાછળ તેમની સંગીતપ્રિયાનું બળ હતું. એ કાવ્યોમાં કોઈ પણ સ્થળે કોઈ પણ એક શબ્દ ખસેડી બીજો શબ્દ મૂકવો અશકય છે. તેમની સંગીતની પ્રવીણતાનો અચ્છો ખ્યાલ મેળવવાનો મને એક પ્રસંગ પ્રાપ્ત થયો હતો. ઘણાં વર્ષ પહેલાં, અમદાવાદમાં તેમના ભાઈ સ્વ. મનુભાઈ દીવેટીઆના

બંગલામાં એક વાર એક નાનકડું સ્નેહસંમેલન હતું, તે વખતે હું હાજર હતો. સંગીતની ગમ્મતો ચાલી રહી હતી તે વખતે આનંદ ખાતર સંગીતશાસ્ત્રી બર્વે ને નરસિંહરાવ સામસામી કસોટીઓમાં ઊતર્યા હતા. કોઈ કોઇથી ગાંજ્યા ન ગયા ને નરસિંહરાવભાઈના સંગીતપ્રાવિણ્યનો સુંદર અનુભવ મેળવવાનો તે પ્રસંગ આજે પણ આનંદથી મારા સ્મરણમાં રહ્યો છે.

## એક સુંદર કાવ્યનું સ્મરણ

વડોદરાના સાહિત્યના મુખપત્ર "સાહિત્યકાર"ના પ્રથમ અંકમાં એક કાવ્ય મોકલવા મેં તેમને વિનંતી કરી હતી. તે તેમણે સહર્ષ તરત સ્વીકારી હતી, અને "સ્મરણકુસુમોનો વિજય," એ મથાળા નીચે તેમણે કાવ્ય મોકલ્યું હતું. તે કાવ્ય "સાહિત્યકાર"ના પ્રથમ અંકની શોભારૂપ હતું. તે પછી તે કાવ્યના જેટલું મધુર ને ભાવપૂર્ણ કાવ્ય તેમણે રચ્યું ને અન્યત્ર પ્રકટ કર્યું મારા જાણવામાં નથી. એ કાવ્યના વાચનના રણકા મારા કાનમાં આજે પણ હજી ચાલુ છે. તેમની "મધ્ય રાત્રિએ કોયલ-"ની છેલ્લી પંક્તિ તેમનું ઉક્ત કાવ્ય હમેશ મને યાદ કરાવે છેઃ—
"ફરી એક વેળા, એક વેળા, બોલ્ય મીઠી! ટુહૂ, ટુહૂ,"
કવિના ટુહૂકારના માધુર્યનો ફરી લાભ મેળવવા, તે ટુહૂકારનું ફરી શ્રવણ કરવાની લાલસા તો તે પછી રહી ગઈ તે રહી જ ગઈ.

## વ્યક્તિત્વની સુંદર છાપ

તેમની સાથેના છેલ્લામાં છેલ્લા સમાગમની મારા પોતાના પર સુંદર છાપ પડેલી ચાલુ રહી છે. તેમના અંગત સમાગમમાં આવવું ને તેમની સાથે કામ કરવું એ અસિધારાવ્રત સમાન કપરું ગણાતું. ઘણુંખરું જેને તેમની સાથે કામનો પ્રસંગ આવે તે મતભેદ ઉત્પન્ન જ થવા ન દે. મારે તેમની સાથે કામ કરવાનો પ્રસંગ ત્રણેક વર્ષ પર પ્રાપ્ત થતાં, કામને અંગે પાધરું પાધરું ચાલશે કે કેમ તે વિષે મને ગભરામણ ઉત્પન્ન થયેલી. તેઓ ને હું અમે બંને એમ. એ.માં જોડીદાર પરીક્ષકો હતા. જોડીદારો સાથે નજીવા મતભેદો ઉત્પન્ન થતાં તેઓ ઉગ્ર દુરાગ્રહ પકડતા એવી વાતો મેં સાંભળેલી હતી ને તેથી મને શક પડેલો કે મારે મેળ મળશે કે કેમ. અમારે પ્રશ્નપત્રો કાઢવાના તેમાંના અર્ધી સંખ્યાના પ્રશ્નપત્રો તેમણે કાઢવા ને અર્ધી સંખ્યાના મારે કાઢવા, એવી મારી સૂચના થતાં તેમના તરફથી અણધાર્યો વિરોધ થયો. તેમણે આગ્રહ પકડ્યો કે દરેક પ્રશ્નપત્રનો એક વિભાગ હું કાઢું ને બીજો તમે કાઢો–એ મુજબ જ કામ થવું જોઈએ. એ રીતના આગલા અનુભવો તેમને કદાચ ફાવ્યા હશે. મેં એમ પણ સાંભળેલું કે એક જ પશ્નપત્રના બે વિભાગ કરી સરકારી છાપખાનામાં પ્રૂફ તપાસવાના કામમાં પણ તમામ પ્રશ્નપત્રોના પ્રત્યેક વિભાગના પ્રુફ તપાસવાનું કામ દરેક જણે જૂદું જૂદું કરવું એવો તેઓ આગ્રહ લેતા ને તેમ તેમણે ભૂતમાં કરેલું પણ ખરું. મેં તેમના આગળ મારું દૃષ્ટિબિન્દુ રજુ કર્યું

કે જ્યારે ઘણા પ્રશ્નપત્રો કાઢવાના હોય ત્યારે દરેક જણે અમુક અમુક આખા પ્રશ્નપત્ર કાઢવા એ પદ્ધતિ વધારે સરળ ને અનુકૂળ છે. પરીક્ષ્યના મૂલ્યાંકનમાં પણ તેથી વધારે ન્યાય ને ઉદારતા દર્શાવી શકાય. તે વાત તેમને ગળે તરત ઊતરી અને મારા પર તેમના વ્યક્તિત્વની સરળતાની શુદ્ધ છાપ પડી. તેમની સાથેના સમાગમનો મારો એ છેલ્લો પ્રસંગ હતો. તે પ્રસંગની મધુર વાતો, હસતો ચહેરો ને સામાન્ય ઊહાપોહોની ન ભૂંસાય તેવી મધુર છાપો—એ તેમના વિષેનું મારું છેલ્લું સંસ્મરણ છે.

તેમની કૃતિઓનું વિવેચન ને મૂલ્યાંકન કરવાના મુદ્દાથી મેં આ લેખ લખ્યો નથી. મારા મિત્ર ભાઈ પ્રોફેસર ભાનુશંકરના આમન્ત્રણને માન આપી તેમને મારા તરફની અંજલિ આપવા ખાતર આ લેખ લખ્યો છે.

પ્રભુના "મંગલ મંદિર"માં એ સરસ્વતીપૂજકનું સ્થાન આનન્દમય હો !

## ખબરદાર અને "પધરામણી"

ખબરદારને મળવાના મને ત્રણ પ્રસંગ પ્રાપ્ત થયા હતા; એક વાર ભાવનગરમાં સાહિત્ય પરિષદ્ વખતે, ને બે જુદે જુદે પ્રસંગે મદ્રાસમાં. હોણુ જૂનની શરુઆતમાં જ્યારે ભાઈ ખબરદારને હું મળ્યો હતો ત્યારે "દર્શનિકા"-નાં કેટલાંક પાનાં રસપૂર્વક રીતે તેમણે મને બતાવ્યાં ને મેં ને તેમણે અનેક લીટીઓ વાંચી અપૂર્વ આનંદનો સાક્ષાત્કાર કર્યો. એ ત્રણે પ્રસંગોના સંબંધમાં મને જે એક સજ્જડ છાપ પડી તે એ કે ભાઈ ખબરદાર એટલે આદર્શ, સત્ય, ને ઉત્સાહનો ત્રિવેણીસંગમ. તેમની ભાવપૂર્ણ ઝળકતી આંખો ને તેમની બોલવાની ઝોક કોઈના પર અસર કર્યા વિના રહેતી નથી.

કવિ તરીકે તેમને કાંઈ પણ સત્ય અનુભવનું કથન કરવું હોય તો જ તેઓ કવન કરે છે. કળા ખાતર કવન

તેમનું કવચિત્ જ હોય છે. તેમનું કવન એટલે કોઈ આદર્શ, કોઈ સત્યનું ઉત્સાહથી કથન હોય છે. કવિના એવા એક કથનને વિષે આ લેખમાં મારા વિચારો દર્શાવીશ.

‘ ભજનિકા ’માં કવિનું “પધરામણી”, એ શીર્ષક નીચેનું કાવ્ય છે. એ કાવ્યને વિષે કવિ જણાવે છેઃ

“ નરસિંહ મહેતાને શ્રીકૃષ્ણનાં દર્શન થયાં હતાં એ વાત અશ્રદ્ધાવાન્ જગત્ નહીંયે માને, પણ એક ઘડી એવાં પ્રભુદર્શન પામીને હું ધન્ય બન્યો હતો, એ ઘડીનું આછું વર્ણન “ પધરામણી ” કાવ્યમાં છે. એ આનંદનું કિંચિત્ અમીબિંદુ વાચકના હૃદયમાં તેના પોતાના ધન્ય સંસ્કાર પણ જગાડી શકશે, તો આ કાવ્યો (‘ભજનિકા’નાં) પણ સફળતા પામશે ”.

નરસિંહ મહેતાને ગોપનાથ મહાદેવનો સાક્ષાત્કાર થયો હતો, તેમ જ રાસક્રીડામાં શ્રીકૃષ્ણને રાધાનાં દર્શન થયાં હતાં વગેરે પ્રસંગો વિષેની કથા વા દંતકથા સુવિદિત ધાર્મિક અનુભવ એ વ્યક્તિગત અનુભવ છે ને તેવા અનુભવમાં સર્વમાન્ય સત્યતા ન હોય વા હોય એ પ્રશ્નને અલાહેદો રાખીને એટલું તો કહી શકાય કે તેમાં અપૂર્વ આનંદ, અપૂર્વ શુદ્ધિ, અપૂર્વ બળ વસેલાં હોય છે. એવા આનંદનું સહેજસાજ પૃથક્કરણ કરી તેને શબ્દચિત્રમાં રજુ કર્યાથી જો તે અન્ય જીવનના વ્યાપારોમાં આનંદ, શુદ્ધિ, બળ પ્રેરવા કવિ સમર્થ થઈ શકે તો તેનું તે પ્રસંગ વિષેનું કવન સાર્થક ગણાય. આવું એક કવન “પધરામણી” છે.

કવિને દિવ્ય દર્શન થયું. કવિ કહે છેઃ

મારે ઘેર બેઠાં આવી ગંગા, હવે મારે તીરથનું શું કામ?
મારે મન છે બડા અડબંગા, હવે મારે કેવાં રહ્યાં ધનધામ?
પ્રભુ મારે ઓટલે આવી બેઠા, બેઠા સંત મહંત;
તેત્રીશ કોટિયે દેવતા બેઠાઃ ગડબડ આ શી અનંત?
આ શાં ચાલે છે મસ્તી ને દંગા? પ્રભુ! મારૂં રંકનું તૂટયું આ ઠામઃ
મારે ઘેર બેઠાં આવી ગંગા હવે મારે તીરથનું શું કામ?

કેવું સુંદર દર્શન! કવિને પ્રભુનો સાક્ષાત્કાર થાય છે. રંકને ઘેર રાય પધાર્યો હોય તો ભાવભીના રંકને શું શું ન થઈ જાય! તો આ તો ભક્તને ઘેર પ્રભુ પધાર્યા. ક્યાં પધાર્યા! સિંહાસનમાં? નહિ. સુંદર ફર્નીચરવાળા ઓરડામાં? નહિ. એટલે આ 'ઓટલે'ની પસંદગીમાં કેવું સુંદર ચિત્ર છે! પ્રભુને કાંઈજ જોઈતું નથી, માત્ર ભાવ જોઈએ છે. ભાવ હોય તો ઓટલે પણ બેસવા પ્રભુ તૈયાર છે. હવે પ્રભુ આવ્યા એટલે તેત્રીશ કોટિ દેવતા આવ્યા. રંકને ઘેર આ ભારે ધમાલ થઈ રહી. કલ્પના આગળ ચાલે છે. પ્રભુ કવિને કહે છેઃ

પ્રભુ કહે, મારા ભકતો ત્યાં આવી, આપે મને બહુ ત્રાસ;
આપુ આપું તોય પળપળ માગે, ખાવા ન દે જરી શ્વાસ;
એવા હાલ છે મારા કઢંગા, અહિં જરી આવ્યો લેવા આરામ;
મારે ઘેર બેઠાં આવી ગંગા, હવે મારે તીરથનું શું કામ?

ભક્તિ હોવી જોઈએ નિષ્કામ, પણ બહુધા હોય છે સકામ. કોઈ ધન તો કોઈ સંતતિ, કોઈ આયુષ્ય તો કોઇ આરોગ્ય પ્રાર્થે છે. આમ ભક્તજન પ્રભુ પાસે કાંઇ કાંઈ યાચના કરતા જ હોય છે. ને મનુષ્યસ્વભાવ એવો વિચિત્ર હોય છે કે માણસ એક વસ્તુ મળે છે કે બીજી યાચે છે; બીજી મળે છે કે ત્રીજી. આમ તેની યાચનાપરંપરા ચાલુ જ હોય છે. કવિ પ્રભુની કફોડી સ્થિતિ કલ્પે છે. માગનારાઓ એટલું બધું માગ માગ કરે છે કે પ્રભુને શ્વાસ પણ ખાવા નથી દેતા. પ્રભુ કવિને ત્યાં આરામ લેવા ભાગી આવે છે. કવિએ પ્રભુનો આદર યોગ્ય રીતે કરવો જોઈએ. પણ શા વડે?

ઓ રે પ્રભુજી! હું રંક શું આપું, મેં આપી દીધું મુજ સર્વ,
ભક્ત તમારા મોટમોટા સૌ રાખે તમારો ગર્વ :
ખાલી ઝુંપડીએ શા અડંગા? પ્રભુ! મેં ન માગ્યું કશું તપ આમ:
મારે ઘેર બેઠાં આવી ગંગા હવે મારે તીરથનું શું કામ?

હું તો રંક છું. કારણ? મારું સર્વસ્વ મેં તમને આપી દીધું છે. મોટા મોટા ભક્તજનો છે તે તમારી મોટાઇ સાચવી રહ્યા છે. મારે ગરીબને ત્યાં આ અડંગા શા? કેવો સુંદર શબ્દ 'અડંગા?' ભક્તને એ શબ્દમાં રહેલી છૂટ લેવાનો અધિકાર છે. મારે ત્યાં શા અડંગા? મેં કાંઈ માગ્યું નથી ને હું કાંઈ આદર પણ કરી શકું તેમ નથી તો મારે ઓટલે આ શા અડંગા?

પ્રભુ કહે, તેં ન માગ્યું કશું ઓછે રાખી તેં તુજ–મુજ ટેક;
અંતર તારૂં છે સ્વર્ગથી મોટું ના બીજે સમાઉં હું એક!
એવા બેઠા બની અડબંગા પ્રભુ મારે હૈયે કરી વિશ્રામ:
મારે ઘેર બેઠાં આવી ગંગા, હવે મારે સ્વર્ગતણું શું કામ?

તેં ન માગ્યું તેમાં તારી ને મારી ટેક રહે છે. હું રંક છું એમ તું કહે છે, પણ મારે મને તું મોટો છે. તારું અંતર ભવ્ય ને પવિત્ર છે. સ્વર્ગથી પણ મોટું છે. મોટાપણાને ખ્યાલ આપવાને સ્વર્ગ શબ્દ કવિ વાપરે છે, કે સાથે સાથે પવિત્રતાને પણ ખ્યાલ આવે.

હવે આ કાવ્યમાં જે સાક્ષાત્કાર કવિ વર્ણવે છે તેને દૂર રાખીએ તો પણ કાવ્યનું ચિત્ર કેવા સુંદર ભાવો પ્રેરે છે! પ્રભુ તો ભાવભૂખ્યા છે; પ્રભુ ભક્તવત્સલ છે; ભક્તને ઘેર બેઠાં ગંગાં છે, મન પવિત્ર છે તો પોતે જ્યાં હોય ત્યાં માણસને તીર્થ છે. ખરો ભક્ત નિશ્ચલ ભક્ત હોય છે; સંપૂર્ણ ત્યાગ તેજ ખરી ભક્તિનું ચિત્ર છે વગેરે સુંદર વિચારો કવિ પોતાની સરળ ને સચોટ રીતે આ ચિત્રમાં આલેખે છે. આ નાનકડા કાવ્યમાં ધર્મનાં કેવા સુંદર સત્યો કવિ રજુ કરે છે!

ધાર્મિક જીવનમાં અનુભવાતાં સત્યો આખી 'ભજનિકા'-માં કોઈ કોઇ સ્થળે આકર્ષક રીતે દૃષ્ટિગોચર થાય છે. કેટલાંક સત્યો નીચે મુજબ છે:

સદ્ગુરુને ચરણે કવિ 'ભજનિકા'ને સમર્પે છે. કેવા સદ્ગુરુને?—

એવા સદ્ગુરુને ચરણે અમ શરણું સાંપડો
જેના શ્વાસે વહેતી પ્રભુની સતત સુગંધ;
જેનાં લોચનમાં સરતાં તેજો બ્રહ્માંડનાં
જેણે માયાને બાંધ્યા કાયાના બંધ:
એવા સદ્ગુરુને ચરણે અમ શરણું સાંપડો.

હરિગુણ ગાતાં ભક્ત હારી જાય છે: કેવી રીતે?

વિશ્વતણાં સહુ વૃક્ષ વસાવું, પાને પાને કવિત લખાવું,
ગાઉં, ધૂન લગાવું, આવે સાર નારે: પામું પાર ના રે.
શૂન્ય વિષેથી વિશ્વ ઉઠાડયું, તિમિર વિષેથી તેજ ઉગાડયું,
વાટે પાડયું શબ્દ ફૂંકી ૐકાર રે, પામું પાર ના રે.

ભક્તને નિરાધારતામાં પણ પ્રભુ મહાન્ બળ છે:

એકલડો થળથળ હું અથડું પળપળ અદલ દુભાતી;
પકડું તારી પાંખડી, હાંરે ત્યાં ગજગજ ફૂલે છાતી!
મારો કર ધરની!

ભક્તનું બંધન અનેરું જ છે.

અનહદ છે આકાશ આ તારૂં, અનહદ તારૂં જોર;
તું બળિયાનો બળિયો પણ બાંધ્યો તને મુજ દોર;
મારો પ્રેમ પ્રચંડ છે, રસિયા! તને લાગે કાચા સુતરનો તાર;
તું કયાં નાસી જશે, મારા રસિયા? હવે તને છોડું નહિ પળવાર.

પ્રભુનો દિવ્યપ્રકાશ હમેશ નજીક જ છે.

એકજ તુજ ચિનગારી માટે જોઈ સદા મેં વાટ:
સૂરજે શોધી, સોમે શોધી, શોધી તારક દીપ:
જાગ્રત શોધી, સ્વપ્ને શોધી હતી સદાય સમીપ:
ચરણ તુજ પડું રે!

ખરું તીર્થ મનુષ્યની અંદર જ છે: મન.

તીરથનું પણ તીરથ અંદર એક અખંડ અવિનાશી:
અડસઠ તીરથ પુણ્ય જડે ત્યાં: છોડી દે અદલ ઉદાસી!
રે મન! શું કરે મથુરાં ને કાશી!

ભક્તિ વિના ભગવાં શાં? કર્મથી નહિ, પણ ખરા વૈરાગ્યથી શુદ્ધિ મળે છે.

ઘર છોડીને પરને શોધો, તરૂ છોડીને છાયા;
નહીં જીતાતી કાયા–માય, શું જીતો જગરાયા!
બાવા! ક્યાં ચાલ્યા જગ છોડી!

શક્તિવિના સંસાર જળાવ્યો; ભક્તિવિના શાં ભગવાં?
બળતાં ચાલે બન્ને છેડે, અદલ કશાં મન ઠગવાં?
બાવા! ક્યાં ચાલ્યા જગ છોડી?

ધર્મના સત્ય અનુભવોની ચિનગારીઓ આખી 'ભજનિકા' માંથી આ પ્રમાણે કવિને સ્ફુરે છે, તે ચિનગારીઓના એકીકરણરૂપે, જાણે પવિત્ર જ્યોતિરૂપે કવિનું 'પધરામણી'નું કાવ્ય છે. આપણી સાહિત્યવાડીના એક નહિ દીઠા ખુણામાં સુવાસથી ભરેલા પુષ્પની માફક એનું અસ્તિત્વ છે; પરંતુ મને ખાત્રી છે કે કોઇના પણ હાથમાં આવતાં તે પુષ્પ તેની સુવાસ અનુભવાવ્યા સિવાય ભાગ્યે જ રહે તેમ છે. એ પુષ્પ તરફ અંગલિનિર્દેશ કરી આ લેખ સમાપ્ત કરું છું.

(૧)

## ઉદ્‌ભવ ને જીવનમર્યાદા

હિંદુસ્તાનનું વસ્તીપત્રક વધ્યું જાય છે તે પ્રમાણે સામયિકોનું વસ્તીપત્રક પણ વધ્યું જાય છે. તે સમયે આ નવીન સામયિકના જન્મને માટે કોઈ પણ પૂછી શકે કે તેને શા માટે જન્મ આપવો પડયો? માટે અમે જાતે જ પૂછીએ છીએ કે અમારા ત્રૈમાસિકનું અસ્તિત્વ શા માટે છે ને તેની આયુષ્યમર્યાદા અમારે શી ગણવી?

બાવીસ વર્ષ પૂર્વે જ્યારે સ્વ. મટુભાઈ કાંટાવાળાએ "સાહિત્ય" સ્થાપ્યું ત્યારે એમને અભિનંદન આપનારા મિત્રોમાં અમે પણ એક હતા. માત્ર અભિનંદન નહિ પણ સહકાર સુદ્ધાં અમે આપ્યો હતો. "સાહિત્ય" વડોદરાની જનતાની સાહિત્યભૂખ સાદા ખોરાકથી પોષતું હતું. તેનું વડોદરામાં તેમ જ ગુજરાતમાં સ્થાન હતું. સરળ ભાષા, સ્પષ્ટ અભિપ્રાય, નિયમિત અંકો, એ તેની વિશેષતાઓ

હતી. તે વિશેષતાઓને સહુ કોઈ ચાહતા હતા. તેને લીધે જ્યારે મટુભાઈના અવસાન પછી એ માસિક બંધ થયું ત્યારે તેમના એક ગાઢ મિત્ર તરીકે તેમ જ સાહિત્યના એક ઉપાસક તરીકે અમને અત્યન્ત દિલગીરી ઉત્પન્ન થઈ હતી.

વડોદરાની સાહિત્યસભાના વાર્ષિક મેળાવડા વખતે તેના એક સભ્ય ભાઈ રઘુનાથ પરીખે એવી દરખાસ્ત આણી કે સાહિત્યસભા તરફથી "સાહિત્ય" ચાલુ કરવું, કારણ કે વડોદરામાંથી મટુભાઈના અનેક મિત્રો હોવા છતાં તેમની જનસેવાનું મૂર્તિમંત સ્વરૂપ છેક જ અદૃશ્ય થાય એ ઘણાને ખૂંચતું હતું. પરંતુ "સાહિત્ય" માસિક મટુભાઈના કુટુંબ તરફથી ચાલુ થશે એવી ખબર મળતાં તે વાત પડતી મૂકાઈ.

છતાં અહીંની સાહિત્યસભા માત્ર ભાષણોની જ યોજનાઓ કરે તેના કરતાં એકાદ સામયિક કાઢે ને તે સામયિકદ્વારા સભ્યોને અને ઇતર વાચકવર્ગને ઘેર બેઠાં વિચારસામગ્રી ને શુદ્ધ સાહિત્ય પૂરાં પાડે તો સભાએ ઉપયોગી ને કલ્યાણકારી પ્રવૃત્તિ આદરી કહેવાય, એમ ઘણાને લાગવાથી સામયિક કાઢવાનું નક્કી થયું. આ સામયિકનું નામ "સાહિત્ય" રાખવું અશક્ય હોવાથી તેની જેમ બને તેમ પડોશમાં "સાહિત્યકાર" રાખવાનું નક્કી કરવામાં આવ્યું, ને તે ત્રૈમાસિક તરીકે પ્રસિદ્ધ કરવું એમ ઠેરવવામાં આવ્યું છે.

એનું તંત્રીત્વ એક માણસના હાથમાં નથી, પણ અનેકના હાથમાં છે. તેથી સ્વાભાવિક રીતે ત્રૈમાસિકની

નિયમિતતાને બાધ આવશે. કારણુ, જે નિયમિતતા એકહથ્થુ કામમાં રાખી શકાય તે અનેકહથ્થુ કામમાં ન જ રાખી શકાય. પરંતુ નિયમિતતાને પહેલે પાટલે બેસાડવા અમે તૈયાર નથી. આ ત્રૈમાસિક સાહિત્યસભા શુદ્ધ સાહિત્યશોખ અને સંસ્કૃતિવિકાસના ઉદ્દેશથી જ કાઢે છે. તેથી તે જો સાહિત્યરસિકતાને પોષશે, ગૃહજીવનમાં આનંદ ને સંસ્કૃતિ પ્રેરવા પ્રયત્ન કરશે, વખતોવખતની અહીંની સભાની પ્રવૃત્તિઓમાંથી જાણુવાજોગ બાબતોની નોંધ લેશે, અને વાચકવર્ગની નિર્મળ જ્ઞાનપિપાસાને તૃપ્તિ આપશે તો અમે સંતોષ પામીશું. દેખીતું છે કે અમારો ઉદ્દેશ નથી દ્રવ્યપ્રાપ્તિનો કે યશપ્રાપ્તિનો; માત્ર સેવાભાવ જ આ પ્રવૃત્તિમાં અમને ગૂંથે છે.

બનશે તેટલું મધુર વાંચન પૂરું પાડવા અમે પ્રયત્ન કરીશું, પણુ મધુર સાહિત્યના કરતાં શિષ્ટ સાહિત્યને અમે વધુ પસંદ કરીશું, ને લેખોની પસંદગી વખતે આનંદ આપે છતાં શિષ્ટતાથી વિમુખ કરાવે એવા લેખોને અમે તિલાંજલિ આપીશું. અમારા વાચકોને ગમશે શું તે પર અમે નજર રાખીશું ખરા, પણુ માત્ર ગમે તેવું જ છાપવું એ અમારો ઉદ્દેશ રાખી શકીશું નહિ. **રસિકતા અમને પ્રિય છે, પણુ રસિકતા ખેડતા અહિતકર સાહિત્ય કરતાં અરસિક હિતકર સાહિત્યને અમે વધારે પસંદ કરીશું. આનંદ અમને પ્રિય છે, પણુ આનંદ આપતા ઉદ્દેશરહિત સાહિત્ય કરતાં આનંદ ન આપતા ઉદ્દેશસહિત સાહિત્યને અમે વધારે પસંદ**

**કરીશું. કલા અમને વ્હાલી છે, પણ વિશુદ્ધતાથી વિમુખ કલા કરતાં કલાથી વિમુખ વિશુદ્ધતાને અમે વધારે પસંદ કરીશું. જીવનમાં અને તેટલા જ માટે સાહિત્યમાં તનમનાટ અમને રુચિકર છે, પણ સંયમ વિનાના તનમનાટ કરતાં તનમનાટ વિનાના સંયમને અમે બેલાશક વધારે પસંદ કરીશું.** આટલી અમારી મર્યાદાઓમાં રહીને અમારા ત્રૈમાસિકનું જીવનસૂત્ર અમે નીચે પ્રમાણે રાખીશું:—

"આનંદ અને સંસ્કૃતિ"

ગૃહ તે ગૃહ નથી, પણ ગૃહિણી તે ખરું ગૃહ છે. એ કથનની સત્યતા અમે ધ્યાનમાં રાખી, અમારા ત્રૈમાસિકને બનશે ત્યાં સુધી એવું વાંચન પૂરું પાડતું બનાવીશું કે તે સ્ત્રીઓના હાથમાં પણ આવકારપાત્ર થઈ પડે.

જેમ સ્ત્રીનું સ્થાન સમાજમાં ઘણું અગત્યનું છે તેમ યુવકોનું પણ સ્થાન ઘણું અગત્યનું છે. યુવકો એટલે ઉત્સાહના ઝરા. યુવકો એટલે સ્વાતંત્ર્યના ઉપાસકો. યુવાવસ્થા જીવનનો સારામાં સારો સમય છે, તેથી અમે યુવકોના લેખોને ખાસ ઉત્તેજન આપીશું. ખાસ કરીને, અમને સદાને માટે વ્હાલા કૉલેજીઅનોના લેખો ને તેમના વિચારો, તેમની ભાવનાઓ, તેમનાં વલણો જાણવાથી સમાજને શીખવાનું મળે છે, એમ અમારું ચોક્કસ માનવું છે. તેટલા માટે આ ત્રૈમાસિકના દરેક અંકમાં અમે કૉલેજીઅનોનો ખૂણો રાખીશું. તેમના લેખોમાંથી લેવા લાયક થોડાક લેખોને અમે અવશ્ય સ્થાન આપીશું.

આપણા સમાજમાં બાળક જન્મતાં એના જન્માક્ષર તૈયાર કરાવાય છે. અમારા આ "સાહિત્યકાર" બાળકના અમે જ જ્યોતિષી બનીશું ને અમે જાતે જ એનું ભવિષ્ય નક્કી કરીશું. અણપૂછયાં, સહદેવને ભવિષ્યકથન વિષે બંધન હતું તેવું અમને બંધન નથી. અમને અમારા અતિજ્ઞાનનું દુઃખ નથી. અમે સુખેથી કહીએ છીએ કે આ ત્રૈમાસિકનું આયુષ્ય લાંબું નહિ નીવડે. સભાનો સહકાર હશે, તન્ત્રી-મડળનો ઉત્સાહ અને લેખકોની લેખ આપવાની તત્પરતા હશે ત્યાં સુધી જ આ ત્રૈમાસિક ચાલી શકશે; પરંતુ ત્યાં સુધી સંપૂર્ણ ઉત્સાહથી અને સેવાભાવથી અમારું તન્ત્રીમંડળ આ ત્રૈમાસિકને ચાલુ રાખવા તૈયાર રહેશે. તે બધું નહિ હોય તે જ ક્ષણે અમારુ અસ્તિત્વ બંધ કરતાં અમને જરા પણ શરમ નહિ આવે. નિરુત્સાહી ને નિષ્પ્રયોજન દીર્ઘ આયુષ્ય ભોગવવા કરતાં ઉત્સાહી ને સપ્રયોજન અલ્પ આયુષ્ય ભોગવવું એ વધુ ઇચ્છવાજોગ છે. રગસીઉં ગાડું ચલાવવું ને કંટાળો અનુભવવો તેનાં કરતાં બળદ થાકેલા લાગે ત્યાં જ મુસાફરીનો અન્ત આણવો એ વધારે સારી વાત છે. દીર્ઘ આયુષ્યની અમને ઘેલછા નથીઃ અલ્પ આયુષ્યનો અમને ડર નથી. અમે કવિશ્રી ખબરદારના વિચારના છીએ કેઃ—

જન્મીને જીવવું તે નહીં જીવવું-
જીવન સુંદર જીવે તે નવાઇ!

અમે સુંદર જીવન જીવવા માગીએ છીએ, અને ઉત્સાહી, સંસ્કારી, શુદ્ધ જીવનને જ અમે સુંદર જીવન આલેખીએ છીએ. તેથી અમારા ત્રૈમાસિકને માટે પણ

અમારે સુંદર જીવનની અપેક્ષા છે. થોડું પણ સુંદર જીવન એ જીવશે તો એનું જીવ્યું અમે સાર્થક ગણીશું, એટલું વિચારી આ અમારા બાળકને અમે સાહિત્યવાડીમાં ન્હાણવા રજા આપીએ છીએ.

(૨)

## ઉમાશંકર જોષી

યુવાનોને માટેનો અમારો પક્ષપાત અમે અમારા પ્રથમ અંકમાં જ જાહેર કર્યો હતો. તદનુસાર અમે ભાઈ ઉમાશંકર જોષીની શરુ થયેલી સાહિત્યપ્રવૃત્તિને સહર્ષ આવકાર આપીએ છીએ. એકાદ વર્ષ પર ઉમાશંકર જોષી વડોદરામાં આવ્યા હતા તે વખતે જ અમે એમનામાં હૃદયની રસિકતા ને બુદ્ધિનો ચમકાટ જોયાં હતાં. અમે વડોદરા કૉલેજમાં એમને માટે કાવ્યવાચનના પ્રસંગો યોજ્યા હતા ને તે પછી એમનાં કેટલાંક સુંદર કાવ્યોના શ્રવણનો

લાભ વડોદરામાં અન્ય સભાઓએ ને સંસ્થાઓએ લીધો હતો. બાદ તરત જ અમે સુરતની જનતાને પણ એમની રસિકતાનો લાભ અપાવ્યો હતો. આજે એમની "ગંગોત્રી" જોઈને અમને અત્યન્ત આનંદ થાય છે, અને તે ઉપરાંત વર્ષ ઉપર અમે દર્શાવેલો એમના તરફનો પક્ષપાત યોગ્ય પાત્ર તરફ ઢોળાયો હતો તેની અમને ખાત્રી થાય છે.

"ગંગોત્રી" ના નિવેદનમાં ઉમાશંકર બરાબર કહે છે કે "જીવનમાં જ્યારે સાહસ બહુ આગળ વધી જાય છે અને કવિતા પાછળ રહી જાય ત્યારે ઘણું જ કઢંગુ લાગે છે." ગુજરાતનું જીવન જે જોસ આજે પકડી રહ્યું છે તેની સાથે ગુજરાતનું કાવ્યસાહિત્ય સરખું આગળ ધપ્યું નથી. તે ધપાવવાનો પ્રયત્ન કેટલાક નવા કવિઓ આદરી રહ્યા છે, તેમાં ઉમાશંકરની સાહિત્યપ્રવૃત્તિ ઉજ્જવલ ને ઉપકારક નીવડશે એવી આશા રાખીએ છીએ.

કાવ્યનો આત્મા સુંદર ભાવો હોય છે, ને તે ભાવોને સુંદર શબ્દોમાં વ્યક્ત કરવામાં ન આવે તો માત્ર અર્થગૌરવ કે કલ્પનાઉચ્ચતાથી અર્થ સરતો નથી. તેથી પ્રસાદ ગુણ કાવ્યલેખકને ઘણો આવશ્યક છે. સહેલા શબ્દોમાં અસ્ફુટ વિચારો રજુ કરનારના કરતાં અઘરા શબ્દોમાં પણ સ્ફુટ વિચારો રજુ કરનારને અમે વધુ પસંદ કરીએ છીએ. સુંદર આદર્શોને અસુંદર રીતે રજુ કરનારના કરતાં અસુંદર બાબતોને પણ સુંદર રીતે રજુ કરનારને અમે વધુ પસંદ કરીએ છીએ. વેગમાં ખીલતાં જતાં નવીન પ્રજાજીવનને જોસ્સો ન આપી શકે તેવા સાહિત્યના ઉત્પન્ન કરનાર

સાહિત્યસર્જક કરતાં ધીમે ખીલતાં પ્રજાજીવનને નવીન જુસ્સો અર્પી શકે એવા સર્જકને અમે સ્વાભાવિક રીતે વધુ આવકાર આપીએ છીએ. આ બધું અમે ઉમાશંકરમાં જોઇએ છીએ, ને તેથી અમે એમને એમનાં કાવ્યોના સંગ્રહ 'ગંગોત્રી' માટે અભિનંદન આપીએ છીએ.

એ પુસ્તકનું અવલોકન કરવાનું આ સ્થળ નથી. તે માટે અમારો 'ગ્રંથાવલોકન' વિભાગ યોગ્ય સ્થળ છે. અહીં અમે એક ખીલતા નવજુવાનને હાર્દિક અભિનંદન આપવાની અમારી ફરજ અદા કરીએ છીએ. શિષ્ટ ભાવનાઓ જ 'ગંગોત્રી' માંથી પ્રાપ્ત થાય છે એ અમારા આનંદનું ખાસ કારણ છે. એમનું 'પહેરણનું ગીત,' 'સોનાથાળી,' 'એક ચુસાયેલા ગોટલાને,' 'સમરકંદ બુખારા,' 'દળણાના દાણા,' 'ઇનામનો વહેંચનાર,' 'ટપ્પાવાળો,' 'હરીફ'—એ કાવ્યો ગુજરાતી સાહિત્યમાં ચિરકાળ ટકી શકશે એવી અમને આશા છે. કોઈ પણ કવિનાં બધાં જ કાવ્ય એક સરખાં ઉચ્ચ હોતાં નથી, પણ થોડાં પણ કાવ્ય અતિ ઉચ્ચ પંક્તિનાં હોય તો તેનું કવિત્વ સિદ્ધ થઈ ચૂકે છે, અને આ નવજુવાન લેખક અમારા મત મુજબ 'કવિ ઉમાશંકર' કહેવાવા માટે સર્વથા યોગ્ય સિદ્ધ થઈ ચૂકયા છે.

એમનું એક નાનું પ્રોત્સાહક કાવ્ય અમે નીચે રજુ કરીએ છીએ.

### ગુલામ

હું ગુલામ?
સૃષ્ટિબાગનું અમૂલ ફૂલ માનવી ગુલામ?

સ્વતંત્ર પુષ્પ ખીલતાં,
સ્વચ્છંદ પંખી ઊડતાં,
હલાવતાં સુડાળ ઝાડ, ના કહેતું કોઈ ના.

સરે સરિત નિર્મળા,
નિરંકુશે ઝરે ઝરા,
વહે સુમંદ નર્તનો, ન હાથ કોઈ દેતું ત્યાં.

સિંધુ ઘુઘવે કરાળ,
ઉછળે તરંગમાળ,
ગાન કોઈ રોકતું ન, નિત્ય ગીત ગાજતાં.
સ્વતંત્ર પ્રકૃતિ તમામ
એક માનવી જ કાં ગુલામ?

અમે અમારા પ્રથમ અંકમાં કહ્યું છે તેમ "યુવાનો એટલે સ્વાતંત્ર્યના ઉપાસકો". આવા એક સ્વાતંત્ર્યના ઉપાસક અને સંસ્કારી આદર્શના પોષક ખીલતા કવિને અમારાં અનેકાનેક પ્રોત્સાહનો છે.

(૩)

## આદર્યાં અધૂરાં રહ્યાં.

"કોઈ પણ યુવકનું મૃત્યુ એટલે આશાનું મૃત્યુ. કોઈ પણ યુવકનું મૃત્યુ એટલે આદર્શોનું મૃત્યુ." આ અમારા શબ્દોનો કડવો અંગત અનુભવ સહન કરવાનો પ્રસંગ અમને પ્રાપ્ત થયો છે. વ્યોમેશ પાઠકજીના અકાળ અવસાનની ધ્રૂજતી કલમે નોંધ લેતાં અમારું હૃદય અત્યન્ત કમ્પી ઊઠે છે. એ અમારા સમ્બન્ધી જ માત્ર હોત તો આ નોંધ અમે લેત જ નહિ, પણ એ ગુજરાતી સાહિત્ય આલમમાં ઊગતો તારો હતો, ને તે ઊગે ત્યાર પહેલાં તો એ આથમ્યો તે વિધિની અત્યન્ત ક્રૂરતા અમને દુઃખ દે છે.

હજી તો એની બાલ્યાવસ્થા અમારા નયન સમક્ષ તરવરે છે. અભ્યાસક તરીકે વડોદરા કૉલેજજીવનના એના નાનામોટા પ્રસંગો, કૉલેજ ગેધરિંગોમાં ને ડિબેટિંગ સોસાઇટિમાં એની મોજીલી ચેષ્ટાઓ, વામનરાવ દલાલને ત્યાંના ગૃહજીવનના પોતાના રસિક અનુભવો, અમારા વડોદરાના નિવાસમાં કલાકના કલાક સુધીના એમના અખૂટ વાર્તાલાપો, સુરત કૉલેજમાં અધ્યાપક તરીકે ટૂંક સમયમાં ઊભી કરેલી એમની નવીન મંડળીઓ ને પ્રવૃત્તિઓ, સુરત શહેરમાં સ્થાપિત કરેલી સાહિત્યસભાની તેના આદ્ય પ્રમુખ તરીકેની એમની આરમ્ભક પ્રેરણાઓ, બૅરિસ્ટર થયા પછી ધંધાની શરુઆતની એમની પ્રવૃત્તિ અને અનારોગ્ય સામે લડતના એમના પ્રયાસો વચ્ચેનાં અવારનવાર ચાલુ ઝોલાંઓ, અન્તે આરોગ્ય પ્રાપ્ત કર્યા પછી હવે સાહિત્ય ને ધંધો બંને બરાબર ખેડાશે એવી આશા સાથે વધુ આરોગ્ય પ્રાપ્ત કરવા માટે હજીરા જવાની એમની તૈયારી, અને ઇન્જેકશનદ્વારા આરોગ્યસંવર્ધનની ઉમેદ સાથે ઇન્જેકશન પછી રુધિર ઇન્જેકશનવિષમય બનતાં અણધાર્યું એ જીવનપંખીનું અનેક સ્નેહીસંબંધીઓના સ્નેહપિંજરમાંથી ઊડી જવું, એ ત્વરિત ગતિ કરતી વિગતો અમારા સ્મરણપટ પર ગાઢ કાળી લીટીઓ દોરે છે.

બાબુરાવમાં અસાધારણ શક્તિઓ હતી. ગુજરાતી સાહિત્યનો એમનો અભ્યાસ ઊંડો હતો. એમની વિવેચક શક્તિ ઝીણવટવાળી હતી. “ ગદ્યકુસુમ ”ની ટીપોએ એ ઝીણવટને જ પરિણામે કેટલોક ક્ષોભ સાહિત્યિકોમાં ઉત્પન્ન

કર્યો હતો. એ ટીપોમાં કળા, વાક્ચાતુર્ય, ને યથાર્થતા ત્રણેનો મેળ છે. વામનરાવ દલાલે હિંદુસ્તાનના ઇતિહાસ પર નવીન પ્રકાશ નાખનારાં પુસ્તકો તૈયાર કરવા માંડયાં હતાં, તેમાંનું પ્રથમ પુસ્તક તેમણે જાતે પ્રસિદ્ધ કર્યું; પછી તેઓ સ્વર્ગવાસ પામ્યા. તેમનું બીજું પુસ્તક વ્યવસ્થિત રૂપમાં પ્રકાશમાં આણવાનું અધૂરું કામ વ્યોમેશ પાઠકજીએ કર્યું. અમારા પૂજ્ય પિતાશ્રીનાં પ્રકીર્ણ લખાણોમાંથી કાવ્યશાસ્ત્રવિષેના લેખો એકત્રિત કરવાની અમને સૂચના એમની હતી, અને એમની જ સહાયતાથી તે લેખોનું "કાવ્ય–સાહિત્ય–મીમાંસા" એ શીર્ષક નીચે અમે એકીકરણ કર્યું હતું. તેવી જ રીતે વરરુચિના "પ્રાકૃતપ્રકાશ" પરના વડીલશ્રીનાં લખાણો માટે પણ અમને એ કહે કહે કરતા હતા અને એમની મદદથી અમે એ લખાણો પણ મોડાંવહેલાં એકત્રિત કરત. ગુજરાતી ભાષામાં 'રચના' પર પ્રખર પુસ્તક અદ્યાપિ પર્યંત છે નહિ, તે તૈયાર કરવાનું અમને છેલ્લાં સાત વર્ષથી કહેતા આવ્યા હતા અને માત્ર અમે હા પાડીએ તો અમારા સહકાર્યકર થઈ શ્રમ લેવા એ તૈયાર હતા. વિવેચનાત્મક સંક્ષિપ્ત ઐતિહાસિક પુસ્તક સાહિત્યને અંગે એવી જ રીતે તૈયાર કરવા કે બીજા સાથે કરવા એમની ઉમેદ હતી. એમણે ગીઝોકૃત યુરોપીઅન સંસ્કૃતિના ઇતિહાસનું ગુજરાતીમાં ભાષાન્તર કરવાનું કામ વડોદરારાજ્ય તરફથી માથે લીધું હતું; પરંતુ તે થતા પહેલાં એમનો આ અન્ત આવ્યો. સંગીતના વિષયમાં એમનું જ્ઞાન ઘણું અસાધારણ હતું ને અનેક સ્થળે એ

સંગીતની ઉચ્ચ પરીક્ષાઓમાં પરીક્ષક નીમાતા હતા. "સાહિત્યકાર" ને માટે સંગીત પર અપ્રસિદ્ધ બાબતો પ્રસિદ્ધિમાં આણે એવો એક લેખ એમણે લખી આપવાનું અમને વચન આપ્યું હતું; પણ તે લખવાનું નિર્માયું નહિ.

જેને જેને એમના સમાગમમાં આવવાનું પ્રાપ્ત થયું છે તેને સૌને એમની વાર્તાનિપુણતાએ ભાગ્યે જ મુગ્ધ નહિ કર્યા હોય. નાનામાં નાના વિષયથી માંડીને મોટામાં મોટા વિષયમાં વિગતોના જાણકાર રહેવાની ને અભ્યાસક રહેવાની એમને ચીવટ હતી. કોઈ પણ લેખક, કોઈ પણ સ્નેહી, કોઈ પણ નાનુંમોટું માણસ, સ્ત્રી કે પુરુષ, એમની પાસે જાય તો કાંઈક ન જાણેલું જાણીને જ આવે એ અમારો દિનરાતનો એમના વ્યક્તિત્વનો અનુભવ હતો.

અને જ્યારે આ બાબતો નજર આગળ આવે છે ત્યારે એમનું સુખી દમ્પતીજીવન અત્યારે હવે તેટલું જ દુઃખ ઉત્પન્ન કરે છે. એમના મિત્રોમાં અને સાહિત્ય-આલમમાં જેટલી એમની શક્યતાઓ આકર્ષક હતી તેટલી શ્રીજયમનબેનનાં કાવ્યો, ગરબીઓ, કાવ્યત્વપૂર્ણ અવારનવાર લખાતા લેખો ઉપકારક હતાં. "સાહિત્યકારના" પહેલા જ અંકને માટે અમે જ્યારે જયમનબેન પાસે કાવ્ય માગ્યું, ત્યારે એનાં કાવ્યોમાંથી સારું કાવ્ય પસંદ કરવાનું કામ બાબુરાવે માથે લીધું ને તે સારી રીતે બજાવ્યું; કારણ "વાદળી"ની ગરબી અમારા પ્રથમ અંકની શોભાઓમાંની ખરેખર એક આગળ પડતી શોભા હતી. જયમનબેનનું

સ્વાભાવિક કવિત્વ ખીલવવા ને પ્રકાશમાં આણવા બાબુરાવ ખૂબ કાળજી લેતા, અને એમના અનારોગ્યમાં રાતદિવસ સતત પતિસેવામાં જ એનાં છેલ્લાં છસાત વર્ષના પ્રત્યેક કલાક ને પ્રત્યેક મિનિટ એ બેને પસાર કરી. બાબુરાવ કહેતા કે "સત્યવાનને યમ પાસે સાવિત્રીને છોડવ્યો તેવી રીતે તેં મને મોતના પંજામાંથી છોડવ્યો છે" તેમ છેલ્લા લાંબો સમય પહોંચેલા એનીમીઆના રોગમાંથી અથાગ શ્રમથી તેમને મુક્ત કરાવીને જ્યાં ઉત્સાહી, પ્રવૃત્તિમય જીવન જીવવાની શરુઆત કરવાની હતી ત્યાં તે જ ક્ષણે તેમનો આ કરુણ અંત આવ્યો ! એ બીના સંબંધી તરીકે અમને પીડે છે અને મિત્રો તરીકે એમના અનેક મિત્રોને ક્ષોભ આપે છે. **स्रगियं यदि जीवितापहा** ની પેઠે એક ઇન્જેકશન જીવલેણ નીવડયું ! અસ્તુ ! પ્રભુની ઇચ્છા બળવાન છે !

સંબંધી તરીકેનો અમારો સ્નેહ અમે બાજુ મૂકીએ, મુરબ્બી તરીકે અમારો વડીલભાવ અમે બાજુ મૂકીએ, ગુરુ તરીકે એક શિષ્ય પ્રતિની લાગણી અમે બાજુ મૂકીએ, અને માત્ર સાહિત્યિક તરીકે સાહિત્યિકને વિષે લાગણીથી લખીએ તોએ અમારે કહેવું જ પડશે કે વ્યોમેશના અત્યન્ત અકાળ અવસાનથી સાહિત્યમંડળો સૂનાં થયાં છે, અને માસિકો ને સાપ્તાહિકો મિત્રવિહોણાં થયાં છે. સાહિત્યવિવેચનો ને સાહિત્યસર્જનને માટે એમના તરફ અચૂક આશાએ નજર રાખનારા અનેક સાહિત્યશોખીનો ભગ્નહૃદય થયા છે. અને કવયિત્રી જયમનબેનનું જીવન સદાને માટે હૃદયશૂન્ય,

કાવ્યશૂન્ય, રે! જીવનશૂન્યજીવન થયું છે, અને જે જે સાહિત્યરસિકતા, સંગીતરસિકતા, સંસ્કારરસિકતા બાળુરાવે પોતામાં કેળવી હતી ને જેનો લાભ આગળ જતાં ગુજરાતને મળત જ તે, દિલગીરી કે સો માત્ર આશાના રૂપમાં જ નષ્ટ થયું.

હૃદય શોકાવેશથી ભરપૂર છે! જે અજ્ઞાત અનન્તતામાં એ ગત આત્મા વિલુપ્ત છે ત્યાં તેને શાન્તિ હો!

## (૪)

## આપણા શ્રીમંતનો *પરિહીરોત્સવ

આ એક અત્યન્ત સુભગ ને વિરલ પર્વ છે–શ્રીમન્તનો પરિહીરોત્સવ. પચીસ વર્ષના સુખી અનુભવને અંકિત કરનારા પ્રસંગને પશ્ચિમની પ્રજાઓ રૌપ્ય ઉત્સવ કહે છે, અને પચાસ વર્ષના પ્રસંગને સુવર્ણમહોત્સવ કહે છે. સુવર્ણના કરતાં પણ વધુ મૂલ્ય હીરાનું હોવાને લીધે સાઠ વર્ષનો પ્રસંગ હીરકમહોત્સવ તરીકે ઉજવાય છે. શ્રીમંત મહારાજા સાહેબના જીવનનાં સાઠ વર્ષ ઉપરાંત રાજ્યનાં સાઠ વર્ષ થયાં હોવાથી રાજ્યનો હીરકમહોત્સવ છે, જ્યારે શ્રીમંતનો તેથી પણ વધુ, તેને પરિવેષ્ટિત કરતો, અને તેટલા માટે પરિહીરોત્સવ છે.

તાજવાને બે બાજુ હોય છે. એક બાજુ આ ઉત્સવને અંગે આપણે શ્રીમંતનું સદ્‌ભાગ્ય તોળીએ ને બીજી બાજુ તેમની પ્રજાનું સદ્‌ભાગ્ય તોળીએ. કોઈ પણ મનુષ્યે સાઠ વર્ષનું સુખી જીવન ભોગવવું એ મહાસદ્‌ભાગ્ય છે. કોઈ પણ નૃપેન્દ્રે સાઠ વર્ષનું કીર્તિમંત રાજ્ય ભોગવવું એ અતિમહત્તર સદ્‌ભાગ્ય છે. અને તે પણ વળી હિંદના બગીચા જેવી રસાળ ગુર્જરભૂમિ પર અને માનવતા ને મૃદુતામાં, કળા ને સંસ્કૃતિમાં કોઈ પણ અન્ય પ્રજાથી ન ઊતરે એવી

*શ્રીમંત સર સયાજીરાવ ગાયકવાડનો–૧૯૩૫

ગુર્જર પ્રજા પર તે રાજ્ય ભોગવવું એ વિરલતમ જ સદ્‌ભાગ્ય છે. શ્રીમંતનું એ સદ્‌ભાગ્ય તાજવાની એક બાજુએ છે. ત્યારે તાજવાની બીજી બાજુએ વડોદરા રાજ્યની પ્રજાનું સદ્‌ભાગ્ય છે. કોઈ પણ પ્રજાએ સાઠ વર્ષનું ન્યાયી રાજ્ય ભોગવવું એ તેનું સદ્‌ભાગ્ય છે. તેણે પ્રજાવત્સલ નૃપેન્દ્રનું ન્યાયી રાજ્ય ભોગવવું એ અતિમત્તહર સદ્‌ભાગ્ય છે. અને તે પણ વળી સુશિક્ષિત, ને વિશ્વવિખ્યાત નૃપેન્દ્રનું રાજ્ય ભોગવવું એ તો અધિકાધિક વિરલતમ જ સદ્‌ભાગ્ય છે. પ્રજાનું એ સદ્‌ભાગ્ય તાજવાની બીજી બાજુએ છે. તાજવાનું એ પલ્લું આ મહોત્સવપર્વમાં અમે વધુ નમતું જોઈએ છીએ.

આર્યભૂમિના ઇતિહાસને પાને તત્ત્વજ્ઞાનપ્રેમી રાજા તરીકે જનકનું નામ આપણને સુવિદિત છે, સાહિત્યપ્રેમી રાજા તરીકે વિક્રમાદિત્યનું નામ આપણને સુવિદિત છે, તુલનાત્મક ધર્મપ્રેમી રાજા તરીકે સમ્રાટ્ અકબરનું નામ આપણને સુવિદિત છે. આ પૃથક્ પૃથક્ જ્યોતિઓનું વિધિએ સુભગ એકીકરણ કર્યું અને તે જ્યોતિઃપુંજ આપણા પુણ્યશ્લોક શ્રીમંત મહારાજા સયાજીરાવના યશસ્તેજને ચાકચક્ય અર્પી રહ્યું છે.

અમર રહો તે ચાકચક્ય! સદૈવ પ્રજાહૃદયને પ્રેમરંગથી અંકિત રાખો એ ચાકચક્ય! "સાહિત્યકાર"ની પ્રભુપ્રાર્થના કે ઘણું જીવો શ્રીમંત ને શ્રીમંતનું કુટુંબ, અને રાજ્યાધિરોહણના સિત્તેર વર્ષનો વરિષ્ઠ હીરકમહોત્સવ તે પરમ કૃપાળુ જલદી આણો!

( ૫ )

## જેઠમ કવિ

"ઐતિહાસિક દૃષ્ટિએ જેઠમ કવિ એટલે દલપતશાળાના આજના અવશેષ." આ શબ્દોમાં કવિ નાનાલાલ, મહુધા-નિવાસી મજમુંદાર જેઠાભાઈ લાલજી દેસાઈના "ભક્ત ચિંતામણિ" ભાગ ૧નો પરિચય કરાવતાં લખેલી પ્રસ્તાવના-માં લાક્ષણિક ઉચ્ચાર કરે છે.

લોકભોગ્ય, તદ્દન સરળ, અને ઉપદેશગર્ભિત પદ્યો રચવાની દલપતશૈલી આપણને સૌને સુવિદિત છે. એ શૈલિ હવે ગયા જેવી જ છે. એ શૈલિમાં કેટલાક કવિઓ કાવ્યો રચતા અને કેટલીક વાર તે કાવ્યો વાતમાં ને વાતમાં તેઓ જોસભેર રચી દેતા ને શ્રોતાનું મનરંજન કરતા. "પ્રતાપ" નાટક રચવામાં કવિ ગણપતરામ ભટ્ટની આ શૈલિ હતી. ભરૂચના કવિ ધીરૂ કાકાની પણ આ શૈલિ

હતી. અને જેઠમ કવિની પણ આ શૈલિ છે. તેમનામાં જીવન ને કવન જાણે ઓતપ્રોત થઈ ગયું હોય છે અને તેમના કાવ્યોની ખરી ગમ્મત વાચનમાં નથી પણ તેના શ્રવણમાં છે. તેઓ જેટલો સમય આપણી પાસે બેસે તેટલો સમય કોઈક વિદ્યુત્બળ નહિ જાણે આપણા પર અસર કરતું હોય તેમ કર્યા વિના રહે જ નહિ. તેમને કોઈ પણ જાતની અપેક્ષા નથી, નથી કીર્તિની, નથી દ્રવ્યની, નથી કાવ્યવાડાના કોઈ પણ આગ્રહી આદર્શની. તેમના સ્વતંત્ર મિજાજી વ્યક્તિત્વની સુંદર ઝાંખી તેમના નીચેના શીઘ્ર કાવ્યમાં કોઈને પણ થઈ શકશે.

"ઓળખી બોલાવશે તો થઈશ હું ઓશિઆળો,
ગુણી નહી ગણે તેની મારે શી ગરજ છે?
મોટા થઈ મ્હાલશે ને લાગશે મશાલધૂણી,
ત્હેને શિર નમાવવાની મ્હારી શું ફરજ છે?
સ્હામું જોતાં જોશે નહી પ્રાહુણાને પોખે નહી,
મતીલાને માનીશ કે વાયુનો મરજ છે:
મ્હાય તેનો ચાકર છું, નહિ તો હું નાગર છું,
જેઠમ સ્પૃહા વિનાનું મ્હારે કયાં કરજ છે?"

આવી કવિત્વખુમારીને આપણાં હજારો વંદન હો! આવા નિઃસ્પૃહી કવિઓ જરૂર આપણને બે ઘડી ઉચ્ચ સાહિત્ય ક્ષેત્રમાં લઈ જઈ શકે છે. તેમની શૈલી આપણને કદાચ ન આકર્ષે. તેમાના વિચારો કદાચ આપણને આકર્ષે, પણ તેમનું વ્યક્તિત્વ જરૂર આપણને આકર્ષ્યા વિના રહેતું નથી.

( ૬ )

## ભલે પધાર્યા*

આચાર્યવર્ય આનંદશંકર ધ્રુવ બનારસથી નિવૃત્ત થઈ ગુજરાત પાછા આવ્યા છે. તેમને અમે સહર્ષ આવકાર આપીએ છીએ. પ્રભુ તેમને આરોગ્ય ને બળ બક્ષો! ને તેઓ ગુજરાતની સેવા કરવા શક્તિમાન્ બનો ને પ્રેરાઓ એવી અમારી તે પરમ કૃપાળુને પ્રાર્થના છે.

ધ્રુવ સાહેબની સ્તુતિ કરવી તે કથન સૂર્ય પ્રકાશ અર્પે છે તે કથન કરવા બરાબર છે. તેમના શિષ્યો ને શિષ્યોના શિષ્યો ગુજરાતમાં સર્વે દિશાઓમાં પથરાઈ રહેલા છે. તેમની શિક્ષણપ્રસાદીનો લાભ લેવાને જેને સુયોગ પ્રાપ્ત થયો હશે તે સર્વને તેમની રસિકતા, વિચારો ને વાણીની મીઠાશ, ને બધી બાબતોની પાછળ રહેલો તેમનો જીવનનો સંયમ, એ બધી બાબતોએ ભાગ્યે જ અસર નહિ કરી હોય. તેમનું સંસ્કૃત સાહિત્યનું શિક્ષણ એટલી બધી રસિકતાથી પ્રેરિત રહેતું હતું કે તેમના વાચન માત્રથી જ ઘણીખરી વાર તો સાહિત્યની સુંદરતા સમજાઈ જતી. તેમના તર્ક ને તત્ત્વજ્ઞાનના શિક્ષણમાં વિચારોની એટલી વિશદતા રહેતી કે તેમને સાંભળનારને વિશેષ મુશીબત જેવું રહેતું જ નહિ.

વ્યક્તિતત્ત્વમાં માધુર્ય એટલે શું તે જાણવું હોય તેણે ધ્રવ સાહેબના સમાગમમાં આવવું. આચાર્યત્વમાં પાંડિત્ય એટલે શું તે જાણવું હો તોપણ ધ્રુવ સાહેબના સમાગમમાં આવવું. જીવનમાં વિમલતા એટલે શું તે સમજવું હોય તો

---

*૧૯૩૬

ધ્રુવસાહેબના સમાગમ આવવું. અને, સરળ જીવન અને ઉચ્ચ મનનનો સાક્ષાત્કાર જેણે અનુભવવો હોય તેણે પણ ધ્રુવ સાહેબના સમાગમમાં આવવું.

તેમણે વિચાર્યું ઘણું છે, તેના પ્રમાણમાં લખ્યું થોડું છે. તે સુવિહિત છે. પરંતુ તે તેમની ખરી મહત્તા સૂચવે છે. તે બતાવી આપે છે કે તેઓને લેખક તરીકેની પોતાની જવાબદારીનું ભાન એટલું બધું છે કે તેઓ વાણીવિલાસમાં વિહરતાં પહેલાં બહુ જ પાકટ વિચાર કરે છે.

તેમને શાન્તિ ને આરામ ભોગવવાનો હક છે. તે છતાં તેઓ હવે જ્યારે ગુજરાતમાં રહેવાના છે ત્યારે તેમની પાસે ગુજરાત અવશ્ય કેટલીક આશાઓ રાખી શકે. મોટામાં મોટી આશા કેળવણીના પ્રશ્ન સંબંધી ગણી શકાય. સુમારે અર્ધી સદી શિક્ષણના ક્ષેત્રમાં જેણે અવિરત શ્રમે ગુજારી છે એવી વ્યક્તિની પાસે ગુજરાત જરૂર સંગીન ને નવીન સંસ્કૃતિની પોષક, ગુજરાતની નાગરિકતાની સમર્થક કેળવણીના દિગ્દર્શનની અપેક્ષા રાખી શકે. ગુજરાતને અનુકૂળ, ગુજરાતના યુવાનોને તેમના જીવનમાં લાભકારક ઉચ્ચ કેળવણી પર ભાર મૂકતી ગુજરાત યુનિવર્સિટીની ભાવના ગુજરાત સમક્ષ રજુ કરી તે દિશામાં તે પ્રાન્તને દોરવવાનો પ્રયત્ન તેઓ કરે એવી આશા શું વધુ પડતી ગણી શકાય? તેમની પરિપકવ વિદ્વત્તાનો ને તેમના સંગીન અને બહોળા અનુભવનો લાભ ગુજરાત વાંછે છે, ને અમે તેમને આવકાર આપવાની સાથે પ્રાર્થીએ છીએ કે પ્રાન્તની કેળવણીના પ્રશ્ન પર જરૂર તેઓ મનન અર્પે અને તેમની કીમતી સલાહોનો લાભ તેને અર્પે.

(૭)

## વૃત્તિવિરોધ

કેટલાક સાપેક્ષ સંબંધોમાં જે વ્યક્તિઓ જોડાઈ હોય છે તેને અંગે તે વ્યક્તિઓ અમુક વૃત્તિઓને સેવે છે. પ્રત્યેક વૃત્તિને અંગે કેટલાક હક પ્રાપ્ત થાય છે અને કેટલીક ફરજો પણ અદા કરવાની હોય છે. કોઈ પણ વ્યકિત ફરજો એક વૃત્તિની સ્વીકારે પણ હક માગે અન્ય વૃત્તિના ત્યારે વૃત્તિવિરોધ ઉત્પન્ન થાય છે, અને એવો વૃત્તિવિરોધ અસંતોષ અને દુઃખનું મૂળ બને છે. પતિપત્નીના સંબંધમાં, પિતાપુત્રના સંબંધમાં, સેવ્યસેવકના સંબંધમાં, ગુરુશિષ્યના સંબંધમાં, રાજાપ્રજાના સંબંધમાં, ગ્રંથકાર ને વિવેચકના સંબધમાં, મૂડીવાદી ને શ્રમજીવીના સંબંધમાં, એમ અનેક સંબંધોમાં, વૃત્તિવિરોધો દૃષ્ટિગોચર થાય છે, અને તજ્જન્ય કૌટુંબિક, સમાજિક વા રાજકીય કલહો ને અસંતોષો દૃષ્ટિગોચર થાય છે.

## પત્નીત્વની વૃત્તિઓ

પતિપત્નીના સંબંધનું ઉદાહરણ લઈએ. સ્ત્રીજીવનમાં લગ્નને અંગે નીચેની વૃત્તિઓ હાલમાં દૃષ્ટિગોચર થાય છે.

૧ પત્નીત્વ–માતૃત્વની વૃત્તિ : આ વૃત્તિ સેવી લગ્ન-જીવનમાં દાખલ થનાર સ્ત્રી અમુક હકો ભોગવે છે અને તેના તરફથી અમુક ફરજોની અપેક્ષા રખાય છે. પતિ તરફથી તેનું રક્ષણ અને પોષણ થવું જોઈએ, પતિએ અને કુટુંબે તેનું ગૃહરાજ્ઞી તરીકે માન રાખવું જોઈએ, બાળકો વગેરે પર તેની સત્તા હોવી જોઈએ, એ તેના મુખ્ય હકો છે. તે સાથે તેણે સંતતિને જન્મ આપવો અને પોષણ આપવું, સાચી બાળઉછેર કરવી, ગૃહનું પાલન કરવું, પતિની ને કુટુંબની સેવા કરવી, અને કેટલેક અંશે પ્રચલિત રીત-રિવાજો મુજબ સમાજની સેવા કરવી, એ તેની ફરજો સ્વીકારાય છે.

૨ સહચારિત્વવૃત્તિ : આ વૃત્તિને સેવીને લગ્નમાં જોડા-નાર સ્ત્રી જુદા હકો ભોગવે છે ને તેની ફરજો પણ જુદી સ્વીકારાય છે. પતિની સાથે મોજો માણવી–ખાસ કરીને યુવાવસ્થાની મોજો માણવી, પતિ તરફના પ્રેમના આવિ-ર્ભાવોની અદ્‌ભુત ભાવનાઓના સતત લ્હાવા લેવા, પતિની ને પતિના મિત્રોની પ્રશંસાઓનું હંમેશ અપેક્ષ્ય સ્થાન રહેવું, સુંદર દેહાચ્છાદનોને માટે આર્થિક મદદની પતિ પ્રતિથી આશા રાખવી, સામાજિક પ્રવૃત્તિઓને માટે પૂરતો સમયાવકાશ મેળવવો વગેરે મુખ્ય હકો છે. તે સાથે તેણે પોતાના સૌંદર્યનું સતત સંવર્ધન ને રક્ષણ કરવું, પતિની

પ્રેમોર્મિઓને સતત સંતોષ આપવો, ને પતિના મિત્રોમાં ને સમાજમાં પતિને અનુકૂલ થાય એવા સંબંધો વધારવામાં સાધનભૂત બનવું, પોતાની બુદ્ધિની ચંચળતા હંમેશ જાગ્રત્ રાખવી, જેથી પોતે પતિની ને તેના મિત્રોની પ્રશંસાનું પાત્ર ચાલુ રહે, એ તેની મુખ્ય ફરજો માની લેવાય છે.

૩. સહભાગિત્વવૃત્તિ : આ વૃત્તિને સેવીને લગ્નજીવનમાં દાખલ થનાર સ્ત્રી સાંસ્કૃતિક સમાનતાના પાયા પર પતિ સાથે તેના જીવનમાં સર્વ બાબતમાં સહભાગિત્વની અપેક્ષા રાખી શકે છે. આર્થિક સ્વાતંત્ર્ય, કુટુંબને અર્થે ખરચ કરવાની બાબતોમાં સમાન સત્તા, પ્રત્યેક બાબતમાં સમાનતાના પાયા પર જીવનની અપેક્ષા, એ તેના મુખ્ય હકો છે. તે સાથે તેની ફરજોમાં બોજા માત્રના ભારનું સમાનતાથી વહન કરવું એ મુખ્ય ફરજ છે. કાયદાની દૃષ્ટિએ કુટુંબના બોજાઓ સમાનતાથી સ્વીકારવા, પુરુષો તરફથી સ્ત્રીજાતિ ખાસ અનુકૂલતાઓની ઇચ્છા રાખે છે તેવી ઇચ્છાઓનો ત્યાગ કરવો, આર્થિક પ્રાપ્તિમાં પણ સમાનતાથી ભાર વેઠવો વગેરે તેની ફરજો માની શકાય.

## વૃત્તિવિરોધ અને ક્લેશ

હવે હક માગવો એક વૃત્તિનો ને ફરજ અદા કરવી બીજી વૃત્તિની, એ પ્રથમ કહ્યું તેમ વૃત્તિવિરોધ છે. એવા વૃત્તિવિરોધો ક્લેશ ને અસંતોષનાં બીજ બને છે. એના ઉદાહરણ તરીકે સહચારિત્વ વૃત્તિથી લગ્નમાં જોડાનાર યુવતી હક ઇચ્છે સહચારિત્વવૃત્તિના અને ફરજો અદા કરે પત્નીત્વ-માતૃત્વવૃત્તિની તો અવશ્ય વૃત્તિવિરોધ થાય અને

તેથી દુઃખ ઉત્પન્ન થાય. આ જ પ્રમાણે સેવ્યસેવકના જીવન-વ્યાપારમાં પણ બને. વિરોધી વૃત્તિઓનું સેવન કરનાર સેવક અસંતોષનું વાતાવરણ ઉત્પન્ન કરે છે ને અનુભવે છે. હક માંગવા સેવકના ને ફરજ અદા કરતી વખતે સેવ્યની પાત્રતા પર ચઢી બેસવું, તેનાથી સેવ્યસેવકસંબંધમાં વૃત્તિ-વિરોધ થાય છે. તેજ પ્રમાણે ગુરુશિષ્યસંબંધમાં પણ વૃત્તિવિરોધ અનુભવી શકાય છે; શિષ્યના હક માગનાર ફરજ અદા કરતી વખતે ગુરુત્વની પાત્રતાને પાટલે બેસે તો એ બેના સંબંધમાં પણ વૃત્તિવિરોધ ઉત્પન્ન થાય છે. એટલું જ નહિ, બીજી બાજુથી જોતાં સેવ્યસેવકના સંબંધમાં સેવ્યનો પણ વૃત્તિવિરોધ હોઈ શકે છે ને ઘણી વાર હોય છે; સેવ્ય હક ઇચ્છે સેવ્યના ને ફરજ અદા કરવામાં સેવકની પાત્રતાથી જરા પણ ઊંચે ન ચઢે તો સેવ્યનો વૃત્તિવિરોધ થાય છે, આ વૃત્તિવિરોધ પણ કલેશનું બીજ બને છે. અને તેમ જ ગુરુશિષ્યના સંબંધમાં પણ ગુરુ હક ઇચ્છે ગુરુના, પણ ફરજ અદા કરે તે વખતે શિષ્યની પાત્રતાથી ઉચ્ચ પદ પર રહેવાની શક્તિ કે તેનો ઉપયોગ ન દર્શાવે તો ગુરુનો વૃત્તિવિરોધ થાય છે. અને આવા વૃત્તિવિરોધો પણ અસંતોષનાં બીજ બને છે.

આપણા હાલના વાતાવરણમાં નૈતિક, ધાર્મિક, શૈક્ષણિક, શાસનિક, કૌટુંબિક સામાજિક, વા અન્ય કોઈ પણ દૃષ્ટિથી નિરીક્ષણ કરતાં વૃત્તિવિરોધો આપણને સ્થળે સ્થળે નજરે પડશે. એવા વૃત્તિવિરોધોમાંથી બચવાનું પ્રભુ આપણને બળ અર્પો !

(૧)

## શિસ્તનું ભૂત

સભાઓમાં અમુક શિસ્તની સાધારણ રીતે ઇષ્ટતા ગણાય છે. શ્રોતૃમંડળે ધાંધલધમાલ ન કરવી ને વક્તાનું વક્તવ્ય સાંભળવું એ સભાની ફરજ છે. પરંતુ શિસ્ત દ્વિમુખી હોય, વક્તા ઇચ્છે કે શ્રોતૃમંડળ શાંતિથી સાંભળે, પણ તે સાથે પોતે પાળવાનું નિયમન પાળે નહિ તો શિસ્તની અપેક્ષાનો તેને અધિકાર નથી. જે વક્તા શ્રોતૃમંડળની રસિકતાનો ઉપહાસ કરે કે તેની વિવેચક શક્તિને અન્યાય કરે અને જેવું ફાવે તેવું પોતાનું વર્તન રાખે તેને શિસ્તની આશા રાખવાનો હક નથી. સારામાં સારું શ્રોતૃમંડળ પણ બે ઘડી જ્ઞાન સાથે ગમ્મત મેળવવા સભામાં આવે છે. વિષય સંગીતનો હોય ને સંગીત બેસૂરું ચાલતું હોય તો

શ્રોતૃમંડળની ભાવનાઓનો સૂર પણ બેસૂરો જ થાય. કાવ્ય-રચનાનો પ્રસંગ હોય ને કાવ્ય કાવ્યઘડતરના ઉપહાસરૂપ હોય તો શ્રોતૃમંડળની ભાવનાઓ પણ ઉપહાસપ્રધાન જ થાય.

અમે જાતે શિસ્તને ઘણું માન આપીએ છીએ. પણ સભાપરત્વે કહેતાં ચેતન વગરના શિસ્તના કરતાં શિસ્ત-વગરનું ચેતન અમે વધુ પસંદ કરીએ છીએ. રસ વિનાની શાંતિના કરતાં શાંતિ વિનાનો રસ અમે વધુ પસંદ કરીએ છીએ. વિદ્વત્તાને અમે પસંદ કરીએ છીએ, પણ વકતૃત્વવિહીન વિદ્વત્તાના કરતાં જાહેર સભા પરત્વે વિદ્વત્તાવિહીનવકતૃત્વને અમે વધુ પસંદ કરીએ છીએ. જાહેરસભા અભ્યાસનો વર્ગ નથી, એ આપણે યાદ રાખવાનું છે. સારાંશ શિસ્ત અમને અલબત માન્ય છે, પણ શિસ્તના ભૂતને નમન આપવા અમે તૈયાર નથી. શિસ્તપાલન જેમ શ્રોતમંડળને માટે જરૂરનું છે તેમ સભાપતિ, વક્તા, વ્યવસ્થાપકો બધાને માટે ઇષ્ટ છે. માટે બધા પાળે તો જ તે પાળી શકાય, બાકી તે વાત અશકય છે.

(૨)

## દી. બ. કૃષ્ણુલાલ ઝવેરીનાં ઠક્કર વ્યાખ્યાનો

કેળવણીના ને સાહિત્યના ક્ષેત્રમાં દી. બા. કૃષ્ણુલાલભાઈની પ્રવૃત્તિઓ અત્યન્ત અભિનન્દનીય છે. તેઓ મુંબઈની વરિષ્ઠ અદાલતના ન્યાયાધીશનું ઉચ્ચપદ ભોગવી નિવૃત્ત થયા ત્યાર પછી જાહેર જીવનમાં અને કેળવણી ને સાહિત્યના ક્ષેત્રમાં શાન્ત ઉપકારક ને સંગીન સેવાઓ સતત બજાવ્યા જાય છે. ધમાલ તેમને પ્રિય નથી, પણ કામ તેમને અતિશય પ્રિય છે. તેઓ અનેક સંસ્થાઓ સાથે જોડાયા હોવાથી રાતદિવસ ઉદ્યોગી જીવન ગાળે છે. તેઓ કામને શોધતા નથી, કામ તેમને શોધે છે; તેઓ યશને શોધતા નથી, યશ તેમને શોધે છે; તેઓ પદને શોધતા નથી, પદ તેમને શોધે છે.

તેઓ મુંબઈ યુનિવર્સિટિની સેનેટના સભ્ય છે, ને સભ્ય તરીકે તેઓ સેનેટમાં હમેશ કોઈ ઉચ્ચ ન્યાયાધીશને

છાજે તેવું વર્તન ને તેવા વિચારો ધરાવે છે. બોલવા ખાતર તેઓ બોલતા નથી કે વર્તમાનપત્રોમાં આકર્ષક જણાવવા ખાતર બોલવામાં આકર્ષણ આણવા તેઓ મથતા નથી. તેઓ શબ્દેશબ્દમાં ન્યાયપુરઃસર કેમ રહેવું તેની જ હમેશ ચીવટ રાખે છે: સિંડીકેટમાં તેઓએ ઉત્તમ સેવા બજાવી છે, ને તેને જ પરિણામે ઘણી કસાકસીની ચૂંટણીમાં તેઓ હમણાં ફરીથી સિન્ડિક ચૂંટાયા છે, જે માટે તેઓ **તેમને** અભિનંદન નથી આપતા, પણ **યુનિવર્સિટીને** અભિનંદન આપીએ છીએ. સિન્ડિકેટના સભ્ય તરીકે સિન્ડિકેટની ઉગ્ર ખેંચાખેંચીઓને પ્રસંગોએ રાગદ્વેષથી ન ખેંચાતાં રગેરગ ન્યાયધીશને છાજે તેવી રીતે તેઓ પરસ્પર વિરુદ્ધ પક્ષોના ન્યાયઅન્યાયનું તાજવું હાથમાં સમતોલ રાખી હમેશ યુનિવર્સિટીની ઉચ્ચતાને શોભા આપે તેવી રીતે વર્તે છે.

યુનિવર્સિટિની બાબતોમાં અગ્ર ભાગ લેનાર એક ગુર્જર વિદ્વાન પરિપકવ વયે પોતાની સાહિત્ય સેવા ચાલુ રાખે ને પોતાના પરિપકવ વિચારોનો લાભ યુનિવર્સિટિ-મંદિરને આંગણે આપે એ ઘણી આનંદની વાત છે. ૧૯૩૩–૩૪ નાં વસનજી માધવજી ઠક્કર–વ્યાખ્યાનો આપવા માટે યુનિવર્સિટિએ દી. બા. ની પસંદગી કરી હતી અને તે પસંદગી એમણે ઘણી સારી રીતે સાર્થક કરી હતી. Milestones ને Further Milestones લખીને તેમણે ગુજરાતી સાહિત્યના ઈતિહાસની સંક્ષિપ્ત રૂપરેખા દર્શાવી હતી. એ બે પુસ્તકોને અમે એમના જીવનના કીર્તિસ્થંભો ગણીએ છીએ. એમનાં ઠક્કર વ્યાખ્યાનો જે The Present

State of Gujarati Literature, એ શીર્ષક નીચે મુંબઈ યુનિવર્સિટીએ પ્રસિદ્ધ કર્યાં છે–એ પણ એમનો એક વધુ કીર્તિસ્થંભ છે. એ વ્યાખ્યાનોનો પ્રદેશ નીચે મુજબ છેઃ—

૧ આધુનિક ગુજરાતી સાહિત્યની સામાન્ય સમાલોચના.

૨ વિવેચનને પર્યાલોચનનું સાહિત્ય.

૩ જૂના સાહિત્યમાં શોધખોળ.

૪ ગુજરાતના ઇતિહાસમાં શોધખોળ.

૫ પાંચ ધાન્યની ખીચડી.

આ પાંચે વ્યાખ્યાનોમાં સરળતા, સમતોલ વિચાર, ને સમર્થ વિવેચન છે. કેટલીક વાર વિદ્વાનોનાં વ્યાખ્યાનો એવાં ભારે હોય છે કે એક વિદ્વાનનું વ્યાખ્યાન બીજા વિદ્વાનો વખાણે પણ વાંચે નહિ, અને સામાન્ય જનસમાજ તો **प्रांशु लभ्ये फले लोभाद् उद्बाहुरिव वामन** :—ના જેવી સ્થિતિ જ અનુભવે, તેના કરતાં પ્રત્યેક વાંચકને વાંચવા ગમે ને કેટલાકને ઘણું ને ઘણાને કેટલુંક જાણવાનું અવશ્ય આપે એવાં આ વ્યાખ્યાનોને અમે ઘણાં જ આવકારને પાત્ર ગણીએ છીએ. "ગુજરાતના ઇતિહાસ પરત્વે શોધખોળ", એ શીર્ષક નીચેના વ્યાખ્યાન તરફ વાચકનું અમે ખાસ ધ્યાન ખેંચીએ છીએ. ગુજરાતના ઇતિહાસ વિષે ઘણી શોધખોળ બાકી છે. આપણા કેળવાયલા માણસો હિંદુસ્થાનના ઇતિહાસ વિષે ને મરાઠા ઇતિહાસ વિષે જે રસ ધરાવે છે, તે રસ ગુજરાતના ઇતિહાસ વિષે હજી ધરાવતા નથી એમ કહીએ તો ચાલે, એ ઇતિહાસની શોધખોળનાં સાધનો

વિષે સંક્ષિપ્ત પણ સુંદર અંગુલિનિર્દેશ ઉપલાં વ્યાખ્યાનમાં આપણને મળે છે.

આ વ્યાખ્યાનો આપવાનું કાર્ય સ્વીકારી ને તે ઘટિત રીતે બજાવી દી. બા. કૃષ્ણલાલભાઈએ ગુજરાતી સાહિત્યની કીમતી સેવા કરી છે. અને યુનિવર્સિટીએ તે વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરી તે સેવાનો લાભ સ્થાયી બનાવ્યો છે. ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાની યોજના ભાઈ કનૈયાલાલ મુન્શીએ ઘડી તેને પરિણામે જ પરિપકવ વિદ્વત્તાવાળા વિદ્વાનો પ્રોફેસર નરસિંહરાવ દીવેટીઆ, દી. બ. કેશવલાલ ધ્રુવ, પ્રોફેસર કોમેસેરિઅટ, ને દી. બા. કૃષ્ણલાલ ઝવેરી જેવાનો લાભ યુનિવર્સિટીદ્વારા ગુર્જર સાહિત્યને અમુક અંશે થઈ શકયો છેઃ તે માટે કનૈયાલાલ મુન્શીને ને યુનિવર્સિટીને પણ ધન્યવાદ ઘટે છે.

દી. બા. કૃષ્ણલાલભાઈનાં ઠક્કર–વ્યાખ્યાનો ગુજરાતીમાં છપાય એ જોવા અમે આતુર છીએ. એ વ્યાખ્યાનોનું ભાષાન્તર ગુ. વ. સોસાયટિ અથવા વડોદરા રાજ્યનું ભાષાન્તરખાતું કરાવશે તો તેણે ઉપયોગી સેવા બજાવી ગણાશે. દી. બા. કૃષ્ણલાલભાઈ પોતાની વિદ્વત્તાના પાકટ અનુભવની સરિતાનાં શાન્ત નીર ગુર્જર સાહિત્ય પિપાસુઓને લાંબો સમય સુધી પાવા શક્તિમાન્ રહો અને દીર્ઘ સમય સુધી તેઓ કેળવણી ને લોકોપયોગી પ્રવૃત્તિઓમાં મચ્યા-પચ્યા રહો એ અમારી પ્રભુપ્રાર્થના છે. ફરી અમે તેમને તેમનાં વ્યાખ્યાનો માટે અભિનંદન આપીએ છીએ.

(૩)

## ગજેન્દ્રશંકર ને "છેલ્લો પાવાપતિ"

ગજેન્દ્રશંકર પંડયાનું નામ ગુજરાત કૉલેજના એક વખત ગુજરાતીના અધ્યાપક તરીકે અને પછીથી દેવગઢ બારીઆની હાઇ સ્કૂલના પ્રિન્સિપાલ તરિકે સુવિદિત છે. એમણે કેટલાંક કાવ્યો, કેટલાંક નાટકો ને અનેક છુટક લેખો લખેલાં છે. એમના જેવી વિદ્વાન વ્યક્તિ કોઈ પણ શાળાની સાથે મુખ્ય અધ્યાપક તરીકે જોડાયલી હોય તો તે શાળાને ગર્વ લેવાનું ગણી શકાય. "કૉલેજની કન્યા"ના લેખક તરીકે એઓ ઠીક પ્રકાશમાં આવ્યા હતા. એ નાટક વિષે ખૂબ ઊહાપોહ થયો હતો, અને તે અમારા માનવા પ્રમાણે વાસ્તવિક રીતે અમને પોતાને એ નાટક ન લખાયું હોત તો વધારે રુચત, પણ એ જ લેખકનું "છેલ્લો પાવાપતિ" વાંચીને અમને અત્યન્ત હર્ષ થયો છે, અને એ કૃતિને આગળ પડતું ધ્યાન અપાવવા માટે જ અમે "નિરીક્ષણ"માં તે માટે લખવા પ્રેરાયા છીએ.

પતાઈ રાવળનો લોકપ્રિય થઈ પડેલો ગરબો છેલ્લા પાવાપતિને અન્યાય કરે છે, તે લોકગીત પરથી ગુર્જર પ્રજા પતાઇ રાવળનો છેક જ ખોટો ખ્યાલ બાંધે છે. દેવગઢ બારીઆના દીવાન દી. બ. મોતીલાલભાઇએ ગજેન્દ્રશંકરના "છેલ્લા પાવાપતિ" એ નાટકનો ઉપોદ્ઘાત લખી, લેખકે "પવિત્ર પ્રાતઃસ્મરણીય ગુર્જર રાજકર્ત્તાના ઇતિહાસને"— જયસિંહદેવ ઉર્ફે પતાઇ રાવળના ઇતિહાસને "ગુર્જર જનતા આગળ રજુ કરવા જે પ્રયાસ કર્યો છે તેને દરેક ન્યાયપરાયણ અને દેશપ્રેમી ગુજરાતી વધાવી લેશે," એ શબ્દોમાં લેખકને જે અભિનંદન આપ્યું છે તેની સાથે અમે અંતઃકરણપૂર્વક જોડાઇએ છીએ.

આ નાટક રજપૂત શૌર્યનો ખરો ખ્યાલ આપે એવી મર્દાનગીની શૈલિમાં લખાયું છે. રજપૂત ભાવનાઓ, રજપૂત શૌર્ય, રજપૂત સંસ્કૃતિને અંશે પણ તદ્દન આબેહૂબ ખ્યાલ આ નાટકનું શબ્દચિત્ર રજુ કરે છે. જો કે એમાં સ્ત્રીપાત્રનો અભાવ (જે અભાવની પાછળ લેખકનો ખાસ અમુક ઉદ્દેશ છે.) તેની ખુબીમાં કંઈક ક્ષતિ આણે છે. છતાં પણ આ નાટક વાંચીને અમને ઘણો આનંદ થયો છે. અને આવા સુંદર નાનકડા ઐતિહાસિક નાટક લખવા માટે ગજેન્દ્રશંકર યોગ્ય ગર્વ લઇ શકે એમ અમે માનીએ છીએ. આપણા સાહિત્યમાં નવલકથાઓ ને ટૂંકી વાર્તાઓ થોકડેબંધ લખાય છે એવા આ જમાનામાં નાટકોનું સાહિત્ય વધે એ આપણે ઇચ્છીએ છીએ. એ સાહિત્યમાં ગજેન્દ્રશંકરે એમના આ નાટકથી સ્તુત્ય ઉમેરો કર્યો છે એમ અમને લાગે છે: તેથી તેમને અમારું હાર્દિક અભિનંદન છે.

( ૪ )

## સ્વ. પ્રોફેસર મગનલાલ શાસ્ત્રી

પ્રોફેસર મગનલાલ ગણપતરામ શાસ્ત્રીના અવસાનની નોંધ લેતાં અમારે એક પ્રખર પંડિત, શુદ્ધાદ્વૈતવેદાન્તીના અવસાનની નોંધ લેવાનું પ્રાપ્ત થાય છે. જે સમયે મુંબાઈ ઈલાકામાં કાંઈક પ્રમાદ હતો કે ગુજરાતીઓ સંસ્કૃતના ઉત્તમ પંડિતો હોઈ શકે નહિ તે વખતે જે ગણ્યાગાંઠ્યા અપવાદો ગુજરાતમાં હતા, તેમાંના એક ગણપતરામ શાસ્ત્રી હતા. તેમને જ્ઞાનને માટે નિઃસ્વાર્થ પ્રેમ હતો. જ્ઞાન ખાતર જ્ઞાન–એ સૂત્રને અભ્યાસનું ધ્યેય રાખવું એવો આદર્શ કહેવો સહેલો છે, પણ આચરવો તેવો સહેલો નથી; પરંતુ પ્રો. શાસ્ત્રી તે આદર્શમાં માનતા હતા ને તે આદર્શ પાળતા

હતા. તેઓ જ્યારે પૂનામાં પ્રોફેસર હતા ત્યારે ત્યાંથી ઘણી વાર મુંબઈ જઈ ભાષણો આપતા ને પોતાના મતનું પ્રતિપાદન કરતા. તેવા સંજોગો અમારી અંગત જાણની અંદરના પ્રસંગો છે. સ્વ. સર લલ્લુભાઈ આશારામ શાહને હાઈકોર્ટના જજનું પદ મળ્યા પછી તેમને તેમણે ખાનગી રીતે સંસ્કૃતનો અભ્યાસ કરાવ્યો હતો, ને તેને જ પરિણામે જ્યારે જ્યારે હિંદુ–કાયદાના પ્રશ્નો લલ્લુભાઈ શાહ પોતાના ફેંસલાઓમાં ચર્ચતા ત્યારે માત્ર આગળ નક્કી થયેલા કેસોમાં સ્વીકારાયેલા નિર્ણયો પર ન આધાર રાખતાં મૂળ ધર્મશાસ્ત્ર, સ્મૃતિઓ પર આધાર ન રાખતા, અને સંસ્કૃત મૂળ લખાણોને પોતાના ફેંસલાઓમાં સ્થાન આપતા.

તેમનું સંસ્કૃત ભાષાનું અને તેમાં પણ ખાસ કરીને વલ્લભીય સાહિત્યનું જ્ઞાન ઘણું ઊંડું હતું. જો કે તેઓ સંસ્કૃતના પ્રોફેસર તરીકે નિવૃત્ત થયા અને સંસ્કૃતવિદ્યાના પટ્ટધામ તરીકે ગણાતા પૂના જેવા નગરની અંદર ભાંડારકર–રિસર્ચ ઇન્સ્ટિટયૂટમાં ભાષણો આપવા માટે તેમને આમન્ત્રણ આપવામાં આવતાં અને એમ. એ.ના વિદ્યાર્થીઓને તેઓ સુંદર રીતે વેદાન્ત શીખવતા, છતાં તેમના જ સંબંધમાં પ્રથમ એવું પણ બન્યું હતું કે ગુજરાત કોલેજની અંદર સંસ્કૃતના પ્રોફેસરની જગાને માટે તેમની નહીં પણ એક દાક્ષિણાત્ય, વયમાં ને જ્ઞાનમાં ઊતરતા, એવાની પસંદગી કરવામાં આવી હતી. પરંતુ ખરી વિદ્વત્તા સ્વયંપ્રકાશિત હોય છે, પદપ્રકાશિત હોતી નથી. તે મુજબ શાસ્ત્રીજીની

વિદ્વત્તા તો તેઓ એલ્ફિન્સ્ટન હાઇ સ્કૂલમાં શિક્ષક હતા ત્યારની પ્રસિદ્ધ હતી. તેને પ્રોફેસર પદની અપેક્ષા નહોતી.

શાસ્ત્રીજીનું ખાનગી જીવન નિર્મળ ને વત્સલ હતું. અમને એમની વત્સલતાનો લ્હાવો લેવાનો પૂનામાં એક પ્રસંગ પ્રાપ્ત થયો હતો. તે વખતે એમની દિનચર્યા જોઇને અમને પ્રાચીન ઋષિમુનિઓના આશ્રમોની કલ્પનાઓ ખડી થતી હતી. પૂનામાં તેઓ મંદિરમાં રહેતા, સરળ રીતે આજીવન-અભ્યાસકનું જીવન ગુજારતા, પોતાની આસપાસ વિદ્યાર્થિમંડળ ઝમાવતા (જેએ ખરા 'અન્તેવાસી' ગણી શકાય.), અને રાત્રે ગણ્યાગાંઠયા શ્રોતૃમંડળ આગળ ભાગવત કે વેદાન્તનું અધ્યાપન કરાવતા. અમે તેમને પૂનામાં ખાનગી વાતમાં પૂછેલું કે શાસ્ત્રીજી નિવૃત્તિસમયમાં શું કરશો? ત્યારે તેમણે સ્પષ્ટ ઉત્તર આપેલો, તેના રણકા હજી અમારા કાનમાં વાગે છે:— "અધ્યયન ને અધ્યાપન". અને ખરે જ શાસ્ત્રીજીનો આ ક્રમ છેવટ સુધી ચાલુ હતો. તેઓએ માત્ર અધ્યયન અને અધ્યાપનમાં જ પોતાનો નિવૃત્ત થયા પછીનો સમય પણ કાઢયો છે. આવી રીતે પોતાનું આખું જીવન સરસ્વતીની ઉપાસનામાં જ તેમણે વ્યતીત કર્યું છે. તેમના જવાથી ગુજરાતે એક સમર્થ ને ચારિત્ર્યવાન્ અભ્યાસક ને વિચારક ખોયો છે. તેમની પુત્રીઓને, અને પ્રો. ગોવિન્દલાલ ભટ્ટને અમે તેમના દુઃખમાં આશ્વાસન આપીએ છીએ અને સદ્‌ગતના આત્માને શાન્તિ મળો એવું પ્રભુ પાસે પ્રાર્થીએ છીએ.

( ૫ )

## પ્રોફેસર ફિરોઝ દાવરના નિબંધો

જ્ઞાન ખાતર જ્ઞાન પાછળ સતત પ્રવૃત્તિ રહેનારાઓ ગણ્યાગાંઠયા હોય છે. તેવા એક સ્તુત્ય અપવાદ તરીકે ગુજરાત કૉલેજના પ્રોફેસર ફિરોઝ દાવરનું નામ પ્રખ્યાત છે. તેમણે હમણાં જ "કળા ને નીતિ અને બીજા નિબંધો" એ શીર્ષક નીચે અંગ્રેજીમાં ઉપયોગી પુસ્તક બહાર પાડયું છે.

પ્રોફેસર દાવર વિષે અમે ઘણી સ્તુતિ સાંભળી છે. પરંતુ તેમને વિષે જાતે અભિપ્રાય બાંધવાનો ઉપર્યુક્ત પુસ્તક વાંચવાનો અમને પહેલો જ અને ઘણો આનંદપ્રદ, તેમજ બોધપ્રદ પ્રસંગ પ્રાપ્ત થયો. એ પુસ્તકથી અમને આનંદ મળ્યો, રસ મળ્યો, જ્ઞાન મળ્યું, અને તેથી એમને વિષે અમારી વધુ જિજ્ઞાસા ઉદ્દીપ્ત થઈ છે.

પુસ્તકના વિષયો નીચે મુજબ છે.

૧. કળા ને નીતિ

૨. પ્રાચીન સાહિત્યની પદ્ધતિઓ ને સાધનો

૩. અગમ્યજ્ઞાનપ્રાપ્તિના કેટલાક રસપદ સ્વરૂપો

૪. દાન્તેનું અલૌકિક દર્શન

૫. એજિન-ઉદ્ધારિક ગ્રીક શિલાવશેષોની અદ્ભુત કહાણી

૬. ગેથેનું મહત્ત્વ

૭. પદબન્ધ કાવ્યને માટે આવશ્યક છે?

૮. સાહિત્યમાં વંચના

૯. ઇબ્સેન ને લગ્નની પવિત્રતા

૧૦. ભાવનાવાદની ઉજ્જવલતા

૧૧. જગતારક દૈવી આત્માના આગમનની સનાતન આશા

૧૨. શ્રીકૃષ્ણના ચરિતની પરીક્ષા

૧૩. ગીતાનો બોધ

૧૪. મહાકાવ્ય-સાહિત્યમાં રૂસ્તમ ને સોરાબનાં આખ્યાનોને મળતાં આવતાં ઉપાખ્યાનો

૧૫. ઐતિહાસિક વીરરસ મહાકાવ્યઃ શાહનામેહના ખાસ સંબંધમાં વિવેચન

૧૬. ફિરદોસીનું જીવન

આ પ્રમાણે જુદા જુદા વિષયોમાં કાવ્ય, ધર્મ સમાજ-શાસ્ત્ર, કળા, સાહિત્ય–જેવા જુદા જુદા વિષયો પ્રોફેસર દાવરે છણ્યા છે. તીવ્ર જિજ્ઞાસા ધરાવનાર સાહિત્ય શોખીનોને એમના પુસ્તકે ઉપકારક ખોરાક પૂરો પાડયો છે, તે માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ.

એકેએક વિષય પરનું લખાણ વાંચવા લાયક છે. અને તે વિષે "પરભાષાપુસ્તકપરિચય"ના અમારા વિભાગ-માં આગળ લખવામાં આવ્યું છે. પણ અત્રે અમે માત્ર ૧૨ મા પ્રકરણ પર જ વાચકનું ધ્યાન ખેંચીએ તોએ ઓછું નથી. તે પ્રકરણમાં શ્રીકૃષ્ણના ચરિતનું સુંદર ને સમર્થ રીતે પૃથકરણ કરી પ્રો. દાવરે શ્રીકૃષ્ણના યોગેશ્વરપદ પર ભાર મૂકી નીતિથી કૃષ્ણ પર છે એમ સુગ્રાહ્ય રીતે દર્શાવી, વિનયથી પોતે પારસી છતાં શ્રીકૃષ્ણચંદ્રના ચરણ કમળ પર પોતાનો પ્રેમ ને પોતાની ભક્તિને સમર્પિત કર્યાં છે.

પુસ્તક તરફ ગુર્જરસાહિત્યઆલમનું અમે ધ્યાન ખેંચીએ છીએ અને અમને આશા છે કે ઘણા ટૂંક સમયમાં એ પુસ્તક ગુજરાતમાં જ નહિ, પણ ઇતર પ્રાંતોમાં પણ સુવિખ્યાત થશે. આ પુસ્તકને ગુજરાતીમાં અનુવાદિત કરવામાં આવે તો અંગ્રેજી નહિ જાણનાર વ્યક્તિઓની મોટી સંખ્યામાં તેમાંના વિચારો જાણવામાં આવે. અમે ઇચ્છીશું કે ગુજરાત વર્નાકયુલર સોસાઇટિ કે એવી અમે તે કોઇ સંસ્થા આ પુસ્તકના ભાષાન્તરને માટે વ્યવસ્થા કરે.

(૬)

## સ્વ. પ્રો. સોઆરીસ

પ્રોફેસર સોઆરીસના સ્વર્ગવાસથી વડોદરા કૉલેજે અંગ્રેજીનો ને ભાષાશાસ્ત્રનો એક વિદ્વાન્ અધ્યાપક ને લેખક ખોયો છે. તેઓ સૅંટ ઝેવીઅર કોલેજના સ્નાતક હતા. તેમનું વિદ્યાર્થી તરીકેનું જીવન યશસ્વી હતું. જીવનની શરૂઆત તેમણે ગુજરાત કૉલેજમાં અંગ્રેજીના અધ્યાપક તરીકે કરી હતી. પછી તેઓએ વરસો સુધી ઝેવીઅર કૉલેજમાં અંગ્રેજીના તેમ જ તર્કના અધ્યાપક તરિકે કામ કર્યું હતું. વિદ્યાર્થીઓને તેમની રમુજી વાત કરવાની પદ્ધતિ સુવિદિત હતી. અધ્યાપકવર્ગમાં તેમની મીઠી રીતભાત અને વાતોનો સંગ્રહ તેમને હમેશ પ્રિય બનાવી મૂકતાં. તે ઉપરાંત, તેમને ભાષાશાસ્ત્રનો શોખ હતો અને શબ્દોની વ્યુત્પત્તિ વિષે તેઓ હમેશ કાંઈને કાંઈ બાબતોમાં ગુંથાતા જ રહેતા. અને અધ્યાપકોના સામાન્ય ખંડમાં વ્યુત્પત્તિની શોધો ને તેમના તર્કો ચર્ચાના તેમ જ જ્ઞાનના ને આનંદના વિષયો થઈ પડતા. તેમણે વ્યુત્પત્તિશોધક મંડળ સ્થાપવાની અમને અનેક વાર સૂચના કરેલી, અને તેમનો, અમારો, પ્રો. કાઝીનો, પ્રો. ભટ્ટને તે મંડળ ચાલુ કરવાનો વિચાર અનેક

વાર થયેલો પરંતુ તે કામ બની શક્યું નહિ. 'પાંજરાપોળ', 'બેડો' (બેડો મારો પાર), 'ચેલો'–શબ્દોની વ્યુત્પત્તિ વિષે તેમની શોધ ને સૂચનાઓથી અમને વિચારક્ષોભ ને મોજ તેમ જ જ્ઞાન પ્રાપ્ત થયેલાં. સામાન્ય ખંડમાં એમનું આગમન ભાષાશાસ્ત્ર ને વ્યુત્પત્તિશાસ્ત્રની ચર્ચાઓનું વાતાવરણ હંમેશ ઉત્પન્ન કરતું.

તેઓ ઇંગ્લંડ જઈ આવ્યા પછી તરત તેમની તબીઅત ઘણી સુધરી હતી. ઇંગ્લંડના સમાજ વિષે અને સ્થળે સ્થળે જોયેલાં દેવળોને વિષે તેઓ ઘણા રસથી વાત કરતા, અને કહેતા કે જેણે પોતાનું આયુષ્ય લંબાવવું હોય તેણે અવશ્ય ઇંગ્લંડનો પ્રવાસ કરવો. કુદરત કેવી ગુપ્તતાથી તેની આગામી ક્રૂરતાને વિષે તે વખતે કટાક્ષહાસ્ય લેતી હશે, તેનો એમને શો ખ્યાલ હોઈ શકે? જ્યારે પોતાના શરીરને વધુ આરોગ્યવાળું બનેલું તેઓ માનતા હતા તે જ વખતે તે તેમને છેતરતું હતું! મિસિસ સોઆરીસ અને પુત્રપુત્રીઓ પ્રતિ અમારી તેમજ વિદ્યાર્થી આલમની, અને અધ્યાપકમંડળની અને વિશાળ મિત્રમંડળની દિલસોજી છે: અને સદ્‌ગતના આત્માને અમર શાન્તિ રહો એવી અમારી પ્રભુપ્રાર્થના છે. તે શાન્તિ રહેશે જ એવી અમારી ખાત્રી છે, કારણ કે તેઓ ચુસ્ત રોમન કેથોલિક પ્રભુપરાયણ હતા. હરતાં ફરતાં હમેશ તેમના ગજવામાં પ્રભુના નામરટણ માટે તેમની માળા પડી જ રહેતી તે અમે અનેક વખતે જોતા. એઓ સંપૂર્ણ રીતે સદ્‌ગૃહસ્થ હતા ને પોતાની પાછળ ઉજ્જવળ નામ મૂકીને સ્વર્ગસ્થ થયા છે.

(૭)

# લિપિસુધારણા

આ પ્રશ્ન અત્યારે રાજ્યની બહાર તેમ જ રાજ્યમાં અગત્ય ધરાવી રહ્યો છે. હિંદી તેમ જ મરાઠી સાહિત્યસંમેલન તરફથી એ ઘટિત રીતે છણાયો છે. ગુજરાતના અમદાવાદમાં વસતા વિદ્વાનોમાંના અગ્રગણ્ય એક સમૂહે પણ તે વિષે થોડા સમય પહેલાં વિચારણા કરી હતી. આખા દેશમાં એક લિપિ હોય તો દેશની જુદી જુદી ભાષાઓમાં લખાતા સાહિત્યને આખા દેશને પરિચય થાય તે ઘણું ઇચ્છવા જેવું છે. જેમ ન્યાતજાતના ભેદોથી દેશનું ઐક્ય છિન્નભિન્ન થાય છે તેમ ભાષાઓ ને લિપિઓના ભેદથી પણ દેશનું ઐકય છિન્ન થાય છે. તેટલા માટે દેશને માટે એક સામાન્ય લિપિ હોય તો તે ઘણું જરૂરનું છે. પણ તે લિપિ કઈ? ને તે કેમ સ્વીકારાય? તે પ્રશ્નો તરત આપણને મુંઝવણ કરાવી મૂકે છે.

લતીફી લિપિ રોમન અક્ષરો પર રચાઈ છે. તે લિપિ આખી દુનિયામાં એક લિપિ થવાનો દાવો કરે છે. એ એક પાસથી વધુ પડતી મહત્ત્વાકાંક્ષા છે ને બીજી પાસથી અસંભવિત ચણતર પર પાયો રચે છે. હિંદુસ્તાન પોતાની વૈયક્તિક સંસ્કૃતિપોષક દેશની લિપિઓનો પૂરેપૂરો ત્યાગ કરે ને રોમન લિપિ સ્વીકારે તે અસંભવિત બાબત છે.

પણ દેશની જ લિપિઓમાંથી બને તેટલું સામાન્ય તત્ત્વ એકત્રિત કરી લિપિને સુધારી નવી લિપિ રચવાનું કાર્ય અસંવિત નથી. અલબત તે કાર્ય મુશ્કેલ તો છે જ, પણ કૃતનિશ્ચય સુધારકને તે અસંભવિત નથી.

તે સુધારાની બાબતમાં નીચેનાં દૃષ્ટિબિન્દુઓ હાલ વિચારાય છે.

૧. દેવનાગરી લિપિમાં વપરાતી શિરોરેખા કાઢી નાખવી. તેમ થતાં क ને ક નજીક આવી જાય છે.

૨. अ પરથી જ સ્વરોની બારાખડી બનાવવી. જેમકેઃ अ, अा, अि, अी, अॆ, अु, अू, अॏ, अो, अौ, अं, अः

૩. હ્રસ્વ ઇ અક્ષરોની પૂર્વે આવે છે, પણ ઉચ્ચારમાં તો તે પછી જ છે. માટે કોઈ પણ બીજી રીતે પછી જોડવી.

૪. જોડાક્ષરો ક્રમમાં લખવા; જેમ કે હ્ન નહિ પણ હ-ન.

૫. પૂર્ણવિરામ . થી નહિ, પણ । ચરણરેખાથી દર્શાવવું.

આ ઉપરાંત બીજી વિગતો આવે છે. પણ ઉપલી બહુ જ મુખ્ય વિગતોના મુદ્દા છે. તે બાબત હાલ ચર્ચા ને વિચારણાનો વિષય હોવાથી તે વિષે વધુ અહિં લખતા નથી, તેમ જ તે વિષે અમારો અભિપ્રાય પણ અમે અહિં દર્શાવતા નથી. અમે માત્ર એટલું જ જણાવીએ છીએ કે સામાન્ય લિપિ ને લિપિસુધારણાની અમે સંપૂર્ણ તરફેણમાં છીએ, અને તે બાબત ઘટિત રીતે આગળ કોઈ વાર અમે લખીશું. અત્રે માત્ર તે બાબત વિચારણાની બાબત છે એ જણાવવા પૂરતું જ આ લખાણ છે.

(૮)

## કીર્તિમંદિરની ભાવના

તા. ૨૪ મી ફેબ્રુઆરી ૧૯૩૬એ શ્રીમંત મહારાજા સાહેબને હસ્તે કીર્તિમંદિરનું ઉદ્‌ઘાટન થયું. એ ભવ્ય મકાનમાં રાજ્યના કલ્યાણ માટે જેમણે જીવન અર્પ્યાં હોય તેવી શ્રેષ્ઠ વિભૂતિઓને સ્થાન આપવામાં આવશે. એ વિષે શ્રીમંતના શબ્દો નીચે મુજબ હતા :—

"જે મહાશયોએ મારા રાજ્યના કલ્યાણ માટે જીવનને અર્પણ કર્યા છે તેમનાં નામ, ન્યાત, જાત, કે ધર્મનો ભેદ રાખ્યા વિના ચિરસ્મરણીય રાખવા સારુ આ કીર્તિમંદિરની યોજના છે."

આવી યોજના પૂર્વના સમયોમાં પણ સ્વીકારાઈ હતી. "પ્રતિમા" નાટકના ત્રીજા અંકમાં ભરત જ્યારે પ્રતિમા ગૃહમાં ગયો ત્યારે એને પિતાના મરણની ખબર તેની પ્રતિમાના દર્શનથી થઈ એવો ઉલ્લેખ છે. તે બતાવી આપે છે કે પ્રતિમાગૃહની ભાવના આપણા લોકોએ પ્રાચીન કાળમાં સ્વીકારી હતી.

મનુષ્યજીવનની ઉત્તમતા તે જીવનની વૈયક્તિક ને સામાજિક ભૂમિકાઓને અંગે આંકી શકાય તે જોતાં શ્રીમંતના વ્યાખ્યાનમાં જીવનના ચાર મુખ્ય સદ્‌ગુણો તરફ ધ્યાન ખેંચવામાં આવ્યું છે :- વ્યક્તિભૂમિકા પર સંયમ ને સંસ્કારપ્રિયતા, અને સમાજભૂમિકા પર ધર્મ ને વિશ્વબંધુત્વ ગૌતમધર્મસૂત્રમાં આઠ આત્મગુણોને શ્રેષ્ઠ ગણવામાં આવ્યા છે, તે આઠે વ્યક્તિજીવનના સદ્‌ગુણો છે. ગીતામાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્રના જુદા જુદા ધર્મો વા સદ્‌ગુણો વર્ણવવામાં આવ્યા છે. બ્રાહ્મણના સદ્‌ગુણો શમ,

દમ, તપ, શૌચ, ક્ષાન્તિ, આર્જવ, જ્ઞાન, વિજ્ઞાન, ને આસ્તિક્ય, ક્ષત્રિયના શૌર્ય, તેજ, ધૃતિ, દાક્ષ્ય, અપલાયન (હિંમત), દાન ને ઐશ્વર્ય, વૈશ્યના કૃષિ, ગોરક્ષા, વાણિજ્ય, અને શૂદ્રનેના પરિચર્યા વા સેવા. આ તમામ ઉપયોગી સદ્‌ગુણો છે શ્રીમંતના વર્ણવેલા ચાર સદ્‌ગુણોમાં તે બધાનો સમાવેશ થઈ જાય છે. કારણ આપણું જીવન વૈયક્તિક વા સામાજિક ભૂમિકા પર હોય, તે દરેક ભૂમિકા પર આપણે કેટલુંક ન કરવું ને કેટલુંક કરવું એમ બે રીતની આપણી ફરજો હોય. તેથી આપણાં કર્ત્તવ્યો નિષિદ્ધ કર્મોનાં ને વિહિત કર્મોનાં, વ્યક્તિ તે સમાજની ભૂમિકા પરનાં મુખ્યત્વે ચાર ગણાય. તેથી સ્વસંયમ ને સ્વવિકાસ (સંસ્કારપ્રિયતા) અને ધર્મ ને વિશ્વબંધુત્વ એમ ચાર સદ્‌-ગુણોમાં બધા સદ્‌ગુણોનો સમાવેશ થઈ શકે.

તેમ બતાવી શ્રીમંતે પોતાના વ્યાખ્યાનને અંતે સમેટી લીધું હતું કે

"સદ્‌ગુણોનો અભ્યાસ કરવા સારુ ને તેમને અમલમાં મૂકવા સારુ ભવિષ્યની પ્રજાને પ્રેરણા મળે તે માટે તથા પોતાની કીર્તિને માટે એ સદ્‌ગુણો જાતે જ અમલમાં મૂકયાં છે. તેમનાં નામ હંમેશાં સ્મરણમાં રહે તે માટે આ કીર્તિમંદિરની યોજના કરવામાં આવી છે."

આ યોજના શ્રીમંતની ગુણપૂજકતા દર્શાવી આપે છે. એવી યોજના વર્તમાન હિંદમાં પ્રથમ જ અસ્તિત્વમાં આવે છે અને તેથી શ્રીમંતની હમેશની પ્રગતિશીલતા આપણને પ્રેરણામૂલક રહો એવી આપણી શુભેચ્છા છે, તથાસ્તુ!

(૯)

## જીવતી જુલિયટ

સ્વ. વ્યોમેશ પાઠકજીનું એક પ્રહસન હમણાં જ ચિ. બેન જયમનગૌરી પાઠકજીએ પ્રસિદ્ધિમાં આણ્યું છે. શ્રી રામનારાયણ પાઠકે એનો પરિચય આપ્યો છે.

પુસ્તક વિષે "બે બોલ" લખતાં જયમનગૌરી જે ઉદ્ગાર કાઢે છે તે ગદ્યમાં કાવ્યતુલ્ય અસરકારક છે. "રુદનનું એક ધ્રૂસકું પૂરું થતાં માણસને જે લાગણી કે અનુભવ થાય છે તેવો જ કાંઈ ભાવ મને આ પુસ્તક પ્રસિદ્ધ કરતાં થાય છે." વ્યોમેશ પાઠકજીનું અવસાન એક વર્ષ પહેલાં થયું હોવાથી, તેમનું નાનકડું પ્રહસન-નાટક જીવતાં તેઓ ન પ્રગટ કરી શકયા તે તેમના જીવન બાદ ટૂંક મુદ્દતમાં પ્રગટ કર્યું તેથી આ ઉદ્ગાર સ્વાભાવિક ને વાચક પર અસરકારક છે.

પ્રહસનમાં વિષય-નવા પ્રેમમાં પડેલાંની મૂર્ખતાનો છે. સુરતી સ્વભાવને ને પ્રહસનોને કાંઈક અજબ સંબંધ લાગે છે. "ભટનું ભોપાળુ" માં નવલરામની શૈલિથી વાચકને જે આનંદ થાય છે, તે પ્રકારનો આનંદ વ્યોમેશ પાઠકજીના 'જીવતી જુલિયટ'ના વાચનથી થાય છે. પ્રેમીઓ પોતાની જાતને કેવા ઉપહાસના પાત્ર બનાવી મૂકે છે તેનો આ પ્રહસન અચ્છો ખ્યાલ આપે છે. જો વ્યોમેશની હયાતીમાં તે પ્રકટ થયું હોત તો કદાચ તેને વધુ સૌંદર્ય ને વિકાસ મળી શકયાં હોત. પણ તે જે રૂપમાં પ્રકટ થયું

છે તે રૂપમાં પણ ગુજરાતી સાહિત્યના અલ્પ નાટક-સાહિત્યમાં તે ઉપયોગી ઉમેરો છે, એ નિર્વિવાદ છે.

આ નાટકની એક રીતિ તરફ અમારું ખાસ લક્ષ ગયું છે ને કોઈનું પણ જાય તેમ છે-વિરોધછલની રીતિ. શ્રી. રામનારાયણભાઈએ પરિચયમાં પણ તે પર ભાર મૂકયો છે. શ્રી વ્યોમેશ પાઠકજીએ એ સંવાદોમાં અનેક સ્થળે એક જ પાત્રના મુખમાં એક જ પ્રવેશમાં પોતાના કથનથી ઉલટું કથન મૂકયું છે. જ્યાં જ્યાં આ વિરોધછલની રીતિનો લેખકે ઉપયોગ કર્યો છે ત્યાં ત્યાં ચમત્કાર અનુભવાતો હોવાથી વાંચકને આનંદ ઉત્પન્ન થાય છે.

લગ્નનો વ્યવહાર ચઢે કે પ્રેમનો વ્યવહાર ચઢે તેની ખટપટમાં પડેલું જોડું પ્રેમના વ્યવહાર પર ભાર મૂકવા છતાં લગ્નના વ્યવહારમાં છેવટે જોડાય જાય છે. લેખક કૌશલથી એ અન્ત આણે છે.

યોગ્ય સ્થળે પુસ્તકનું અવલોકન અમે રજુ કરીશું. અત્યારે તો તરત પૂરતું અમે એટલું જ કહીશું કે આ પ્રહસનને આપણા શિષ્ટ સાહિત્યમાં જરૂર સ્થાન મળશે ને વ્યોમેશ પાઠકજીના અવસાન બાદ આટલા ટૂંક સમયમાં આકર્ષક છપાઈ ને બાંધણી સાથે આ નાનકડું પણ સુંદર પુસ્તક ચિ. જયમનગૌરીએ પ્રકટિત કરી એક તરફથી વ્યોમેશ પાઠકજી પ્રતિ કર્ત્તવ્ય બજાવ્યું છે તેમ બીજી તરફથી ગુજરાતી સાહિત્ય પ્રતિ પણ સેવા બજાવી છે. તેમને ત્વરિત અભિનંદન આપી તેમના આ સ્તુત્ય પ્રયાસની અમે અલ્પ કદર કરીએ છીએ.

(૧૦)

## સ્વ. છગનલાલ પંડયા

છગનલાલભાઈના સ્વર્ગવાસથી ગુજરાતને એક વિદ્વાન્ લેખકની ખોટ ગઈ છે. "કાદમ્બરી"ના ભાષાન્તરકાર તરીકે છગનલાલ પંડયાનું નામ સાહિત્યની આપણી આલમમાં સૌ કોઈને સુવિદિત છે. એ પુસ્તકનું ગુજરાતી ભાષાન્તર રસિકતાથી તેમ જ વિદ્વત્તાથી કરાયું હતું. વિદ્વાન્ લેખકો આજથી ચાર દશકા પર શિષ્ટ ભાષાન્તરો કરવામાં પોતાની વિદ્વત્તાની કસોટી માનતા હતા; અને શિષ્ટ પુસ્તકોનાં શિષ્ટ ભાષાન્તરો લેખકને સુંદર યશ અપાવી શકતાં હતાં.

છગનલાલભાઈ અનેક માસિકોમાં નાની નાની રસિક વાર્તાઓ પણ કોઈ કોઈ વાર લખતા હતા. તેમ જ કેળવણીકાર તરીકે પણ તેમનું નામ સુવિદિત હતું.

તેમની પાછળ તેઓ એક પ્રખ્યાત વિજ્ઞાનવેત્તા પુત્ર મૂકી ગયા છે. તેમના નામથી પણ સૌ કોઈ વાકેફ છે. ડૉ. કાન્તિલાલ પંડયા વિદ્વાન્ પિતાના વિદ્વાન્ પુત્ર છે; અને પિતાના અવસાનથી તેમને ખોટ ગઈ છે તે ખોટ માત્ર તેમને જ નથી પણ સમસ્ત ગુજરાતને છે એ હકીકતથી અમે તેમને આશ્વાસન આપીએ છીએ, ને સદ્ગતના આત્માને શાન્તિ મળો એવું ઇચ્છીએ છીએ. છગનલાલભાઈના સ્વર્ગવાસથી નડિયાદના ગોવર્ધનયુગના સાહિત્યનભોમંડળમાંથી છેલ્લો તારો ખરી પડયો છે.

(૧૧)

## "જગતના વિદ્યમાન ધર્મો" – અભિનંદન

શ્રી સયાજી સાહિત્યમાલામાં હમણાં પ્રગટ થયેલા "વિદ્યમાન ધર્મો", એ પુસ્તકના લેખક શ્રી પ્રોફેસર ગોવિન્દલાલ ભટ્ટને હાર્દિક અભિનંદન આપતાં અમને અત્યંત આનંદ થાય છે.

ધર્મની બાબતમાં તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ કરવાની વૃત્તિ કેળવવાની બાબતમાં શ્રીમંત મહારાજા સાહેબનો સ્તુત્ય અભિનિવેશ સર્વવિદિત છે. હમણાં જ લંડનમાં વિશ્વધર્મ પરિષદના ઉદ્દ્ઘાટનને પ્રસંગે પ્રમુખપદેથી શ્રીમંતે ઉદ્દ્ગાર કાઢયા છે કે મહાભારતમાં આપણે વિશ્વધર્મ વિષે વાંચીએ છીએ. વિશ્વધર્મ એટલે નૈતિક જીવનમાં, વિશ્વબંધુત્વમાં

પરમાર્થ ને સદ્‌ભાવમાં શ્રદ્ધા. એવી શ્રદ્ધા પર ભાર મૂકવા માટે શ્રી. મહારાજા સાહેબ ભાષણોદ્વારા, પુસ્તકપ્રકાશનદ્વારા, સંસ્થાસ્થાપનારાદ્વારા પ્રયત્નો ચાલુ રાખે છે.

ઉપર્યુક્ત પુસ્તક શ્રીમંતની પ્રિય ભાવનાનું સમર્થન છે, અને તે પુસ્તક ગોવિન્દલાલ ભટ્ટ જેવા સિદ્ધહસ્ત લેખક ને સંસ્કૃત તથા ગુજરાતીના પ્રખર અભ્યાસકને હાથે લખાયેલું હોવાથી ગુજરાતી ભાષામાં ધર્મવિચાર વિષેનું જે પ્રવર્તમાન સાહિત્ય છે તેમાં અત્યંત ઉપયોગી ઉમેરો છે. પુસ્તક હ્યૂમના અંગ્રેજી પુસ્તકને આધારે ગુજરાતીઓમાં લખાયું છે. એ મધુર ને શિષ્ટ ભાષામાં લખાયું છે તે આનન્દની વાત છે; તે સિવાય બીજું હોઈ શકે જ નહિ, કારણ કે લેખક ગોવિન્દલાલ ભટ્ટ છે. જગતના ૧૧ વિદ્યમાન ધર્મો-હિન્દુ ધર્મ, જૈન ધર્મ, બૌદ્ધ ધર્મ, શિખ ધર્મ, કૉન્ફ્યૂશ્યસ ધર્મ, તાઓ ધર્મ, શિન્તો ધર્મ, યાહુદી ધર્મ, જરથોસ્તી ધર્મ, ઇસ્લામ અથવા મહમદ ધર્મ, ને ખ્રિસ્તિ ધર્મ, – એટલા ધર્મોનું પુસ્તકમાં એકંદરે સમદર્શિત્વથી વિવરણ છે, જો કે મૂળ લેખકનો ખ્રિસ્તિ ધર્મ તરફનો પક્ષપાત સ્પષ્ટ માલમ પડી આવે છે. જુદા જુદા ધર્મોની અંદર સત્યનો શો અવિર્ભાવ થયો છે, તેનું બહુ જ સંક્ષેપમાં નિરૂપણ કરતાં લેખક કહે છે કે તે નીચે પ્રમાણે છે.

(૧) હિન્દુ ધર્મઃ—જગતમાં સર્વત્ર બ્રહ્મ છે. જનસમાજની વ્યવસ્થા ઈશ્વરે કરેલી છે. બ્રહ્મની સાથે એક થઈ જવું એ એ જીવનનો આદર્શ છે.

(૨) જૈન ધર્મઃ—મોક્ષ મેળવવાને માટે સાર્થત્યાગ અને વૈરાગ્યની આવશ્યકતા. શરીરને કષ્ટ આપી તપશ્ચર્યા કરવાથી આત્માને મુક્તિ મળે છે.

(૩) બૌદ્ધ ધર્મઃ—દુઃખનું મૂળ કારણુ સ્વાર્થ છે. હૃદયની પવિત્રતા ને સંયમથી મોક્ષ મળે છે.

(૪) શિખ ધર્મઃ—એક જ સત્ય ઈશ્વરના શિષ્ય થવું અને તેના નામનો શ્રદ્ધાપૂર્વક જપ કરવો એ જ ખરો ધર્મ છે.

(૫) કૉન્ફ્યૂશ્યસ ધર્મઃ—મનુષ્યમાં ઈશ્વરે પહેલેથી જ સાધુતા મૂકેલી છે. જનસમાજમાં માણસો પરસ્પર યોગ્ય રીતે વર્તન રાખે એનું નામ ધર્મ છે.

(૬) તાઓ ધર્મઃ—પવિત્ર અને દૈવી માર્ગને શ્રદ્ધાથી અનુસરવું એ જ ધર્મ છે.

(૭) શિન્તો ધર્મઃ—પ્રકૃતિ એ ઈશ્વરની સુંદર કૃતિ છે. પવિત્ર જીવન ગાળવામાં અને સર્વોપરિ સત્તાને માન આપવામાં ધર્મ રહેલો છે.

(૮) યાહુદી ધર્મઃ—ધર્મનિષ્ઠ ઈશ્વરની આજ્ઞા પાળવાથી ઉત્તમ પ્રકારનું સુખ મળે છે.

(૯) જરથોસ્ત ધર્મઃ—રાક્ષસી તત્ત્વોની સાથે યુદ્ધ કરતી વખતે જગતની સત્ શક્તિનો સહકાર સાધવો એનું નામ ધર્મ.

(૧૦) મુસલમાન ધર્મઃ—ઈશ્વર એક છે; તે સર્વ શક્તિમાન છેઃ વળી તે ન્યાય આપે છે, અને પાપપુણ્યનું ફળ પણુ આપે છે. આવા ઈશ્વરને શરણે જવાથી ઉત્તમ ફળ મળે છે.

લેખક ઉમેરે છે કે "આ બધા સિદ્ધાન્તો ખ્રિસ્તિ ધર્મમાં સ્વીકારાયેલા છે. પરંતુ ખ્રિસ્તિ ધર્મની ખૂબી એ છે કે તેણે આ બધા સિદ્ધાંતોનો સમન્વય કરતો એક નવો સિદ્ધાંત ઉમેર્યો, અને તે એ કે જગતની અંદર જે પરમ સત્તા છે તે પરિપૂર્ણ પુરુષ છે, તે પિતા છે એમ માનીને તેની સાથે સંબંધ રાખવાનો છે, જીસસ ક્રાઇસ્ટ તેના પુત્ર છે અને તેથી તેમને તેના પ્રતિનિધિરૂપે ગણવા જોઈએ, અને ઈશ્વરની આજ્ઞાનું પ્રેમપૂર્વક પાલન કરવાથી અને જનસમાજની પ્રેમપૂર્વક સેવા કરવાથી દરેક માણસને સર્વોત્કૃષ્ટ સુખ મળી શકે છે."

આ કથનમાં મૂળ લેખકનો ખ્રિસ્તિ ધર્મ તરફનો અઘટિત પક્ષપાત સ્પષ્ટ માલમ પડે છે. પરંતુ પુસ્તકમાં રહેલા એવા પક્ષપાતોને બાદ કરતાં એકંદરે પુસ્તક સારી માહીતી ને સારા વિચારો પૂરા પાડે છે.

જેમ અમે પ્રોફેસર ભટ્ટને અભિનંદન આપીએ છીએ તેમ ભાષાંતરશાખાને અને વિદ્યાધિકારી સાહેબને પણ અભિનંદન આપીએ છીએ. કારણ આવાં પુસ્તકો "શ્રી. સયાજીસાહિત્યમાળા"નાં દીપ્તિમંત મોતીઓ છે, અને તેથી તે માળાને શોભા મળે છે એમ અમે માનીએ છીએ. વિજ્ઞાન, અર્થશાસ્ત્ર, રાજ્યનીતિ, આચારશાસ્ત્ર, ધર્મ જેવા ઉપયોગી વિષયોમાં ગુજરાતી સાહિત્ય હજી જોઈએ તેવું વિકસ્યું નથી તેવે વખતે જે જે આવાં સુંદર પુસ્તક પ્રકટ થાય તે માટે તેના લેખકને ને તે લેખકના પ્રેરકને સર્વને અમે અભિનંદન આપીએ છીએ.

# The Baroda State Secondary Teachers' Conference

## Ninth Session — Navsari

## PRESIDENTIAL ADDRESS

[1ST MAY 1938]

BROTHER TEACHERS,

I thank the Working Committee of the Baroda State Secondary Teachers' Conference for having selected me to preside over the Ninth Session, which is invited to Navsari. It was with some hesitation, and after having consulted my friend Mr. N. B. Katpitia that I accepted the invitation. For I must say frankly that as I am not directly connected with Secondary Education,

I cannot feel as homely in the midst of High School Teachers as in the midst of College Teachers. I consider that the work of teachers in High Schools is more difficult than that of teachers in Colleges. High School teachers have to deal with more delicate and unformed material than College teachers, and when I come to preside over your session this season I do so with a good deal of nervousness. But I know that among you there are several who were once my pupils in my College, and it is in a spirit of familiarity due to this, that I decided to sit in your midst and give expression to my views on some of your problems.

## The Dignity of a Teacher

Yours and mine — and therefore ours is a noble profession. Its value can be properly understood only by those who appreciate the value of education. It is the only profession in which, to put it in the words of the late Justice Sir Lallubhai Asharam Shah, "All is giving and there is no receiving : the obligation is all on one side." The teacher gives to the pupil something invaluable, something for which there is no return from him. The employer pays the teacher, but no employer can ever boast that he pays

his teacher adequately for his work, if the full value of the work with all its worth is to be duly assessed. In the present age, a large number of schools is conducted on business lines and teachers are paid by the rule of demand and supply. But even though payment may seem to be adequate from an economic point of view, economic values are not all in all. A fully adequate payment is difficult to make, and the better a teacher the more difficult does the payment become. It would be a very unfortunate situation indeed in which teachers are looked down upon with scant regard, which is the inseparable accident of poor payment. By making inadequate payment or encouraging the same or tolerating it in one way or another the public is looking down on just the men by respecting whom alone their children can learn to respect them and the respectable citizens in their midst. A school is a miniature world: what the boys learn in a school, they practise in the world. I remember to have overheard two elderly school-boys with books in their hands, talking in a street on their way to school in a surprisingly irresponsible way. One boy said to the other, "I snubbed the teacher so freely that he was silenced by me in the class." "Did you narrate this incident to your

father?" "Who cares for this dotard!" The moral of this talk is obvious.

## The Bane of Private Tuitions

It is necessary to maintain the proper position of a teacher if he is to get due respect from the pupils as well as from the public at large. Neither the pupils nor the public at large should have a feeling that teaching can be ordered on business lines. I hate private tuitions because they lower the teacher in the estimation of all. I do realise that paucity of means and low salaries force the teachers to accept private teaching. This may be mostly prevented only if better salaries are paid, better status is upheld and Provident Fund and Life Insurance Policies are provided for in schools. As a rule, I would like that Head Masters of schools should discourage private tuitions. If the interests of the students need additional help, they may encourage coaching or tutorial classes held in the precincts of their schools by their own teachers, and if need be, extra payment for such extra work should be made to them and extra fees charged for that; but individual private coaching of pupils by teachers in the homes of the boys should be disallowed. But perhaps this is a cry in the wilderness. For I know that now-

a-days many parents engage private teachers, and where the means of the parents are not adequate, 5 or 6 boys go to a teacher's house, which gets converted into a duplicate school to which the teacher pays more attention than to the school where he has to discharge his duties. In this way, the teacher gets degraded into a Private Servant, and instruction becomes a saleable commodity, and when this is so, the sentiment of respectability which ought to be associated with the teacher's work naturally vanishes.

## Proprietary Schools

An evil worse than that of private tuitions is the evil of Proprietary Schools. Mostly, proprietary schools are like regular markets where canvassing and unhealthy competition are in full swing. I am not prepared to say that all proprietary schools use objectionable methods, but many such schools do so, far they are governed mainly by the profit making instinct of the Proprietor or Proprietors. Accelerated or easy promotions, false entries in school records, constant change of staff, cutting out the major portion of the staff in vacation time, and re-appointing it after the vacation is over, are some of the well-known evils attendant on the the existence of Proprietory

Schools. No wonder they cannot command respect from either the boys or from the public; and no wonder, the teachers of these schools get no respect from anywhere.

## What is the remedy?

Such schools should not be tolerated. The ideal school is one in which no effort at money-making is made. Education can never be self-supporting, much less can it be a profit-making activity. As soon as an attempt is made to make profit out of an educational institution it ceases to work in an atmosphere of respectability and educational efficiency. The ideal, next to having State controlled and State managed schools, is to have Society-managed, or next in preference to that, Trust-managed schools. But as a rule proprietary schools should be discouraged by the State, the University, and the public at large.

## The medium of instruction

Passing from school management I am tempted to talk about a few matters of vital importance pertaining to teaching in Secondary schools. The medium of instruction and examination invites my critical notice first. Our Secondary Education has been obsessed by the dictates of University requirements in the matter of the

Matriculation Examination. Modern Indian Universities were started with the idea of advancing higher knowledge under the pressure of certain political needs. No wonder English became the medium of instruction and examination. Time will gradually come, let us hope come soon, when Regional Universities will come into existence, and when they grow into existence their medium, let us hope, will be the *mother tongue* predominating the region concerned, Gujarati in Gujarat University, Marathi in Maharashtra University, Kannada in Karnatak University. The natural medium of instruction is the mother tongue, and it needs no arguments to establish this. Nay, the present is a sad state of things in which we have to be apologetic for the mother tongue.

But leave aside the University. Let us talk of Secondary education and of teaching in High Schools. Now that the University itself has given an option at the Matriculation Examination that all subjects except English **may** be examined through the medium of the mother tongue, it should be the cherished aim of every High school to impart instruction in them all through the mother tongue only. I would like to go further and request High Schools that

they should ask the University to modify the present regulation and instead lay down a rule that all subjects other than English **shall** be examined at the Matriculation Examination **only in the mother tongue** of the candidate. So that the option at present given would go and the rule work the other way. It would certainly simplify matters. It would make students feel proud of their mother tongue, which the University permitted to be styled by the contemptible name of "Vernacular"—Thanks are due to Mr. M. R. Paranjpe for getting the use of the term "Vernacular" driven out of the University Hand-Book. Today the pride that students have in their mother tongue is due to extra-school influence. In the University, in colleges, and therefore also in schools, the mother tongue suffers from an inferiority complex. And what is the result? More effort is required in the process of Secondary education, there is less assimilation of knowledge, and less or very little original thinking is encouraged.

It is urged we have no books in the mother-tongue in Science, in Higher Mathematics and so on, and no settled technical terms corresponding to terms in the English Language. But then it does not follow that it is impossible to prepare

text–books in the mother–tongue. If the demand is there, the supply will surely be forthcoming. Till the very recent past History was taught and examined through English. Option to answer questions in the mother tongue was given, and the result proved very encouraging. Now, in the Matriculation Examination, by far an overwhelming majority of candidates answers History questions in their mother tongue. The same will sooner or later be the case with the other subjects. It may prove a bit more difficult to use the mother tongue in Geometry, Algebra, Physics and Chemistry, and the other Sciences. But even in these subjects the tendency noticed in History is asserting itself. The difficulty about books is fast disappearing. I know that numbers of text-books have been recently written in Gujarati, some of them by capable teachers and writers, and if school teachers encourage instruction through the mother–tongue much good will be done to their pupils in point of real assimilation of knowledge.

## The place of English in Secondary studies

While I emphasize the importance of the mother tongue I do not for a moment wish to underrate the value of English in our Secondary

education. It is as clear as daylight that the study of English language and literature has done a lot of good to our country. It has brought us into contact with the progressive West. It has liberalised our thoughts, and our political, social, intellectual outlooks have all been moulded by the happy influence of the study of English. But in spite of this it is to be remembered that we should not give to English more than its due. Unfortunately, English is given greater importance than it should have. Look even at the very standard of passing in English at the Matriculation Examination. It is 40 p. c. in English whereas it is 35 p. c. in every other head. All other subjects are thus, by a single stroke of the pen, put on an inferior level contrasted with English. * I would be for equalising the level at 35 p. c. in all subjects; if 40 p. c. be needed let it be 40 p. c. in **all** subjects, but don't give a superiority complex to English as a subject of study. I am not one of those who would make a fetish of the study of English. As a subject of study it should be put on the same academic level on which any other subject is kept. No extra favours to English, please.

* આ ફેરફાર યુનિવર્સિટિમાં થયો છે: એ ખુશીની વાત છે. આ ભાષણ વખતે તેમ નહોતું.

As a matter of fact my personal opinion is that 35 p. c. or even 30 p. c. in each Head would be quite a reasonable pass standard at the Matriculation examination. But whatever the standard may be, it should be the same for every Head. That is my point.

And yet I maintain strongly that the quality of teaching in English should in no case suffer. This quality is not ensured even by 40 p. c. marks. Nay, even if the level be made 50 p. c. for passing, it may still not ensure sound knowledge of English. A higher percentage of marks required to pass an examination will reduce the percentage of successes at the examination, but will not necessarily ensure that those who pass have a really sound knowledge of the subject unless it be in Mathematics or the exact Sciences.

## English and qualified teachers

What, then, is the hitch in ensuring a sound knowledge of English ? It is not that the stardard required to pass the examination is low, but that the teachers handling the teaching of English are not duly qualified in the majority of cases. As a member of the old School-Leaving Examination Board and of the Syndicate of the Bombay University I had many occasions of inspecting

different High Schools which sought affiliation to the University; and I found that in many High Schools the teaching staff consisted mainly of graduates in History and Economics, or Sanskrit, or Gujarati, but very rarely of Honours B. A.s in English. Now English is not a subject which any and every teacher can handle efficiently. I know that Gujarati at any rate is not. I would be the last man to put Gujarati in the hands of a B. A. with an optional other than Gujarati on the mere ground that he happens to be a Gujarati by birth. There was once a wrong impression that any one could teach Gujarati and any one could examine answer papers in the subject of Gujarati. In fact, five years back when we had no "conventions for the appointments of examiners," even doctors, pleaders, and solicitors did not hesitate to apply for an examinership in English or Gujarati or Marathi at the Matriculation Examination, the idea being that every graduate of our University knew English and his mother tongue very well. Nothing so wrong as that. Things are certainly better now so far as examinerships are concerned. Thanks to the critical and system-loving spirit of the present Vice-Chancellor. And yet I must say that things are still not better in the schools,

for managers or proprietors do not attend to the strict necessity of having duly qualified teachers of English for the teaching of English. Such duly qualified teachers would be only those of our fresh graduates who have specialised in the knowledge of English, who are Honours B. A.s in English, or at least B. A.s who have scored a distinctly good per centage of marks in their compulsory English all along.

## Subjects taught in schools

Coming to the subjects taught in Secondary schools I am inclined to believe that our present arrangement gives an undue weight to languages. Also, it was an evil day when the Bombay University did away with Arithmetic as a compulsory subject at the Matriculation Examination. It would have been better if the syllabus had been rendered a bit simpler and the subject retained. Arithmetic, of all subjects taught in High Schools, is perhaps the one subject which is certainly very useful in practical life, and even for higher studies Arithmetic supplies a good basic mental equipment. Its study, therefore, should not be kept out from the Matriculation test. The earlier this mistake is rectified the better in the interests of education.

Coming to the other question, that of the three languages, it is obvious that it evinces too great a fondness for language study. At the Matriculation Examination we have 300 out of 700 marks for three languages. Only recently the Bombay University introduced the Bifurcation Scheme for Collegiate studies, separating Science from Arts. It is a move in the right direction. Its principle may be brought downwards to the Secondary Education of the children. From Standard IV upwards there may be bifurcation and the necessity of a study of 3 languages at present forced on all children may be obviated by some sort of option between the third language and Additional Science or a subject allied with Science. It is needless to force the study of Saṃskṛta or Persian on those High School students who may have Medicine or Science or Engineering or Technology or Commerce ultimately in view. Let them study English, Mother Tongue, and in addition, an option as against Saṃskṛta or Persian, say General Science or Agriculture or Book-keeping or say, Additional Science, Saṃskṛta and Persian, are excellent cultural subjects and I have my fondness for Saṃskṛta, but at the stage at which three languages are forced on all, I would cry halt, and say, Alright, let the boys inclined

towards Arts have three languages, but let those who are inclined towards Science, Commerce etc., study an Additional Science instead of the third language Saṃskrta or Persian: it will do good to their real inclinations.

## Vocational bias in schools

But there is also another question which requires careful consideration. Why should all High Schools students think only of the Matriculation Examination! Why should we not have a School Leaving Examination different from the Matriculation Examination? The experiment was tried in the past and it failed. Every father wants his son to go in for the Matriculation Examination. What is the remedy? The remedy may be to offer a School Leaving Examination which will have a vocational bias, an examination in which there will be less expense, less mental strain and a greater probability of solving the problem of bread and butter. Subjects like the following may be kept in view :—

(a) Shorthand and Type-writing.
(b) Tailoring,
(c) Printing,
(d) Banking,
(e) Elementary Journalism,
(f) Smithy and Carpentry,

and so on. By far the greater number of our graduates is employed in Business firms. Banks, State and Private offices, Railway and Telegraph departments. Higher education makes the problem of employment more difficult and it certainly makes men easily dissatisfied with their lot. Why not make it possible for young men of average intelligence or average means either to carry on some ordinary business by private adventure, or to get jobs at an earlier age, may be on lower salaries but in a surer way, with the help of an easier School Leaving Examination which may emphasise the study of at least one subject really and directly useful in earning their bread? Men of average intelligence settled in life at age not later than 20 will be satisfied with less income or salaries to start with and will perhaps be more loyal and devoted to their work than those very men when their ambitions have gone on increasing upto age 25 to 30 at which stage they can only feel satisfied if they get a very decent start and rapidly rising scale of income or promotions, both things getting more and more difficult with the advancement of time.

It is no use blaming the University. The University only handles higher education. The public expects every solution of its educational

problems at the hands of the University. But the University can only function according to the powers given to it by the Act which brought it into existence. Secondary education may be experimented upon by the Government for the time being, and as I am talking before the Baroda Conference, I may say that experiments in Secondary education may be freely made in Baroda by the Baroda Government or even by big schools with an adventurous spirit. They may give a vocational bias to Secondary education according to the needs and vocational aptitudes of different Prants. They have all got before them **The Wardha Scheme,** which is an admirable eye-opener and which convinces everybody that the present educational system needs drastic re-organisation and reconstruction.

## Educational drift

In any case Educational drift should be prevented.. At present there is no conscious effort made to prevent educational drift. There are about 2000 candidates appearing for the Matriculation Examination at the Baroda Centre every year. In point of number, Baroda stands third in the Presidency. This has been so for the last **Ten** years or more. Are these young

men who aspire to Collegiate education really fit for the same ? If not, it is merely *an educational drift*, and how should it be avoided ? It is a waste of their energy, it is a waste of their parents' money, and it is a strain on the college where they aspire to go, for with the increase of numbers efficiency and discipline are bound to be detrimentally affected. How to remedy this state of things without doing any harm to the interests of these young men ? It is for this Conference to discuss this question among others, and guide the public and the Government by its discussions, if not in this Session at least in a future Session.

## Expenses of education

But whatever may be our views about the probable solution of what at present looks to be an almost insoluble problem, we are on surer grounds when we turn to our next problem, the expenses of education. Resolute efforts should be made to minimise the costly nature of secondary education. School fees ought to be reduced, constant change of text-books should be controlled, examination fees should be reduced, and the State and the public at large should have a very critical and effective control on the evils attendant on all this. The evil in the matter of school books

and their cost has been greatly enhanced. An average school boy to-day wants far more books, good bad or indifferent, than a boy 20 years ago. This is intolerable, and yet it is a fact which every parent will lament. One point of excellence in school management should be to charge less fees, and to ask its students to purchase fewer books note-books, reading books, and subject books. Meaning books and note-books, should be strictly banned, and if possible all round economy should be most carefully attempted. Put your hand on your hearts, Dear Brothers! and tell me how many Head Masters attempt this?

I now come to some matters which I deem more important as far as the Baroda State Teachers' Conference is concerned. His Highness the Maharaja Saheb has spared no pains in the advancement of certain aims which have been ever dear to his heart :—

(a) Removal of illiteracy;

(b) Removal of superstition;

(c) Removal of religious narrow-mindedness.

By making Primary Education compulsory His Highness's first aim has been substantially and visibly achieved in the Baroda State. The foundations of a better social and religious life

have been again and again emphasised by Hi. Highness, and schools and colleges should spar no pains in being helpful in the achievement o these aims. In whatever is taught and done ii schools and colleges, teachers may always mak it a point to sow the seeds of a better civic lif from the above points of view, and though ther may be no regular classes in teaching the abov ideals, indirectly every school may do a grea deal through its Socials, its Debating Societies its Reading Room, and extra-syllabus Lecture on Sundays and Holidays; and in my humbl way I would insist on the necessity of payin attention to the advancement of these ideals i *our* Secondary education.

## Physical Training

On one more topic of School Life I wish t say a few words. A fit mind in a fit body i the rule of Nature. Physical Training shoul be attended to both in the school and at home I am one of those who believe in compulsory Physical Training. About 8 years back it was a matter of discussion in the Bombay University whether anything should be done for the College students in the matter of their Physical Training In the then Syndicate there were three views

one view *opposed* to compulsary Physical Training, another view favouring optional or permissive Physical Training and the third view favouring compulsory Physical Training. The last was the minority view, but it was my view in the then Syndicate. The matter went up to the Senate and in the Senate the principle of Compulsory Physical Training was adopted. For some years however no practical efforts were made to get the Senate Resolution put into practice in the Colleges. Baroda College was in this respect in advance of the University, for we had our Baroda College Training Corps and P. T. Groups being trained long before Physical Training came to be adopted in other Colleges. But Physical Training in a College can only succeed if we have a similar training in schools and I am of opinion that greater attention should be paid to this matter in Secondary Schools than is being paid. Let Physical Training be a regular subject with 100 marks like any other school examination subject and at the end of five years wonderful results will be seen in the matter of improvement of physique of our pupils.

## Educational Idealism

And now I must conclude all my remarks by paying a tribute to your Association for its useful

periodical and other activities. These Conference enable our teachers to come into contact and discuss problems which affect our secondary education. Through the kind efforts of Mr. Bhate and the progressive policy of Sir V. T. Krishnamachari we have now in our State a full-fledged Training College. Its Professors will help your Association by being a fountain source of a healthy educational idealism. They will supply to you an ever sensitive critical outlook on educational problems. All gratitude is due to the generous educational policy of our enlightened Ruler. May His Highness's subjects derive the fullest benefit of this new educational Institute in the State and may our schools be uptodate in all respects pertaining to Teaching!

## The man more than the method

But even in training the Man is ever more than the Method. The personal element is the most important one and there are some born teachers who are an institution in themselves. They set the rules, they set the standards, they start the methods. One such institution we are on the eve of losing. She served our State for a long period and she was an active worker in the Baroda State Secondary Teacher's Association

as well. Her pupils will remember her as an ideal teacher. She has earned her rest and on behalf of you all I wish her a happy retired life wherever she may choose to enjoy it. Miss Needham! I am obviously referring to you. Pray, would you please include me in the list of your innumerable admirers, last but not the least?

## A word for the workers

You have a heavy programme to go through and I must not detain you any longer. Your Secretaries have been hard pressed by work connected with the Conference. In particular, Mr. M. N. Majmudar with his untiring zeal has borne the heavy work of doing a greater portion of the Secretarial duties connected with the Conference and I was struck by his enthusiasm and by his rapid detailed correspondence with me. My personal thanks are due to him for his having given to me all the information I needed promptly. The conference, and I should think the Navsari educational public may well be proud of him.

I thank you all for giving me patient hearing. *Our talks may differ, but our task is the same.* May we all agree in bringing credit to the progressive educational policy of His Highness the

Maharaj Saheb! May the teachers gathered here profit by discussions during the Session! May they attend to the character and discipline of their School-boys as effectively as to their intellectual and physical improvement! God bless them all!



## લેખકનાં અન્ય પુસ્તકો

૧. નિવૃત્તિવિનોદ
૨. સાહિત્યવિનોદ
૩. પ્રવાસવિનોદ
૪. પાઠ્ય ગુજરાતી
૫. નીતિવિવેચન
૬. નીતિશાસ્ત્ર (ભાષાન્તર)
૭. જાપાનની કેળવણીની પદ્ધતિ (ભાષાન્તર)
૮. યુરોપના સુધારાનો ઇતિહાસ
૯. ધર્મની ઉત્પત્તિ ને વિકાસ (ભાષાન્તર)
૧૦. ત્રિવેદીવાચનમાલા (સહલેખન)
૧૧. સરળ વ્યાકરણ, ૧, ૨
૧૨. Studies in Deductive Logic
૧૩. Studies in Inductive Logic
૧૪. Logic in an Easy Chair
૧૫. Ethics
૧૬. Psychology
૧૭. The Baroda College Golden Jubilee Commemoration Volume